# ઉપોદ્ઘાત

" દારૂની સામું ન જોતા. પરિણામે તે સર્પની પેઠે કરડે છે અને ડંખ મારે છે. "

" ચેનબાજીનો યારી માણસ ગરીબ થશે અને દારૂનો યારી પૈસાદાર નહિ થાય. "

**રાજા સૉલોમન**

માણસમાં દૈવી અને આસુરી બેઉ સંપત્તિ રહેલી હોવાથી, ઘણી વાર આસુરી સંપત્તિથી દાઝેલો માણસ તેના પશ્ચાત્તાપમાંથી છૂટવા, તેને ભૂલી જવા પ્રયત્ન કરે છે. આમ થતા પશ્ચાત્તાપને થોડો વખત દાબી દેવા સારુ અનેક રસ્તાઓ યોજાયા છે તેમાં મદ્યપાન એક છે. મદ્યનો એવો ગુણ છે કે તે માણસની ઉત્તમતાને ઝાંખપ લગાડે છે. એટલે જ્યાં લોકોએ ઉત્તમતાની પરવા રાખી છે ત્યાં તેઓએ મદ્યને દૂર રાખ્યું છે. હિંદુસ્તાનમાં કેફી પીણાંનો હમેશાં તિરસ્કાર કરાતો આવ્યો છે. કશી પણ પ્રતિષ્ઠા જેને છે એવા પુરુષે જાહેરમાં કદી તેને પીવાની હિંમત નથી કરી; મજૂરિયાત લોકોમાં તેનો પ્રચાર હતો. પરંતુ યુરોપમાં, જ્યાં એશઆરામી જીવન અને ચેનબાજી તરફ હમેશાં વધારે ધ્યાન અપાય છે ત્યાં, મદ્યની ટેવ પ્રતિષ્ઠાનું ચિહ્ન ગણાય છે. તેથી ત્યાંની ભાષામાં " ઉમરાવ જેવો પીધેલો ! " જેવા પ્રયોગો જોવા મળે છે. આને લીધે ત્યાં મદ્યપાનને સામાજિક પ્રતિષ્ઠા મળતી, અને આથી

કરીને પશ્ચિમના દેશોમાં તેની ટેવ ભારે ફેલાઇ હતી. જ્યારે હિંદુસ્તાન પશ્ચિમના સંસર્ગમાં આવ્યું અને બ્રિટિશ લોકોએ આપણા ઉપર રાજ્ય જમાવ્યું ત્યારે તેમણે આપણા લોકને માટે આ ઘાતક કુટેવમાં રાચવાનું સહેલું કરી નાંખ્યું, ખોટો શિષ્ટાચાર સ્થાપ્યો અને ખરાબ ધડો બેસાડ્યો. આપણામાંથી કેટલાય ભણેલા લોક એક ફૅશન તરીકે દારૂ પીવા લાગ્યા. પરંતુ, જો કે પરદેશી રાજ્યકર્તાઓ પોતાને પીવાને માટે પૂરી સગવડો કરવા બનતું તેટલું કરે છે, છતાં પણ એકંદરે દેશ દારૂનો વિરોધી રહ્યો છે.

લોકમત અનેક રીતે જાહેર થાય છે. એનો એક ભારે અસરકારક માર્ગ પીઠાં પર ભરવામાં આવતો પહેરો છે. ૧૯૨૦–૨૧ માં એ ચળવળ દારૂની દુકાનો લગભગ બંધ કરાવવામાં ફતેહમંદ થઈ હતી. આજે જે ભારે ફતેહ આપણને મળે છે એ પરથી સ્પષ્ટ દેખાય છે કે લોકો સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરવા તૈયાર છે. જો પ્રજામાં ઉત્તેજક પેયનો ભભડાટ હોય તો ગમે તેટલી કાયદાબાજી પણ દારૂની બદી નહિ કાઢી શકે. એમ ઉતાવળથી કાયદો કરવામાં આવે તો તેમાંથી દાણચોરી અને ગેરકાયદેસર દારૂ બનાવવાનું નીપજે. પરંતુ, બીજી બાજુથી, જો લોકમત દારૂવિરુદ્ધ હોય છતાં કાયદાની મદદ તેને ન મળે તો બદી અધમૂઈ થઈ ગઈ હોય છતાંય આપણે તેને નહિ કાઢી શકીએ. પ્રજામાં અમુક નાની સંખ્યા તો રહેવાની જ, જે પોતાની જાતે દારૂના પ્રલોભન સામે થવા જેટલું નૈતિક બળ નહિ ધરાવતી હોય. એને સ્વરક્ષા સારુ કાયદાની આડ જરૂરની છે. જો આપણે એમ વાટ જોઈ બેસી રહીએ કે જ્યારે દરેક જણ એટલો કેળવાયો હશે કે તે પોતાની મેળે જ દારૂ છોડી દેશે ત્યારે કાયદો કરીશું, તો આપણે એના જેવા કહેવાઈશું કે એક જણ દરિયાકિનારે નાહવા ગયો અને મોજાં બંધ થાય એટલે નાહું એમ વાટ જોઇને બેઠો! એ નિ:શંક છે કે કાયદો કરતા પહેલાં અમુક કેળવણીની અપેક્ષા

રહે છે. પરંતુ હિંદ જે પુરાણકાળથી મદ્યત્યાગી છે ત્યાં એવી અપેક્ષા તો ક્યારનીય ફળી ગઈ છે તે આપણે અનેક વાર સફળ પિકેટિંગ કરીને બતાવેલું છે. હવે આપણે માટે એ જરૂરનું છે કે જે વિજય આપણે પ્રાપ્ત કર્યો છે તેને સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરીને પાકે પાયે કરવો.

આમ કરવા જતાં આપણને દૃઢ થઈ બેઠેલા સ્વાર્થો નડે છે. બ્રિટિશ સરકાર કહેતી ગમે તે હોય, પરંતુ તેને સંપૂર્ણ દારૂ-નિષેધ નથી કરવો. જો કરવા જાય તો હિંદમાં વસતા બ્રિટિશ લોકોની 'ચેનબાજી' અને ટેવોમાં દખલ થાય. અને એમની ચેનબાજીને રુકાવટ કરનારું, એવું પગલું ન ભરવાને સારુ એ પૂરતું સબળ કારણ છે. એ ઉપરાંત, સ્કૉટલૅંડના દારૂ ગાળનારા વેપારીઓનો સ્વાર્થ પણ પડેલો છે. અને એ બધાને બાજુએ મૂકે એવો, આ દુષ્ટ ધંધામાંથી થતી સરકારી આવકનો સ્વાર્થ છે, જે દ્વારા આજની સરકારનાં લખલૂટ ખર્ચ અને ચેનબાજી નભે છે. આ બધાં કારણો હિંદી સરકારને આ સમાજઘાતક બદીના નાશ કરતાં વધારે મહત્ત્વનાં લાગે છે. આમ હોવાથી, આપણે કાંઈ પણ પ્રગતિ કરી શકીએ તે પહેલાં સરકારની રાજ્યનીતિને પૂરેપૂરી બદલી નાંખવી પડશે.

જે. સી. કુમારપ્પા

# ૧

# ગાંધીજીનો પહેલો મુદ્દો

**" સ્વરાજ્યમાં રાજ્યસત્તા દારૂ અફીણ ઇ૦નો વેપાર ન કરે. "**

( ગાંધીજી: ૧૪-૮-૨૧ )

જે દેશમાં ધર્મથી મદ્ય નિષિદ્ધ છે અને સેકડો વર્ષોથી દારૂનિષેધના જ જેને સંસ્કાર છે ત્યાં " પ્રજા સંપૂર્ણ દારૂનિષેધ ચાહે છે કે નહિ એમ પૂછવાને માટે કશું કારણ ન હોઈ શકે. કેમકે દારૂ અફીણાદિનું સેવન સર્વત્ર દુર્ગુણ લેખાય છે. પશ્ચિમના દેશોની જેમ હિંદમાં મદ્યપાન શિષ્ટ નથી ગણાતું. " આમ હોવા છતાં આપણે લાખો ગેલન દારૂતાડી વાપરીએ છીએ અને કરોડો રૂપિયા તેમાં ઉડાવી દઈએ છીએ એ મોટી વિચિત્રતા છે. આપણું ચાલે તો આજે જ આપણે આ આપત્તિમાંથી ઊગરી જઈએ. પરંતુ સ્થિતિ એવી છે કે આપણા કલ્યાણને માટે સર્વોપરી મહત્ત્વની એવી બાબતોમાં પણ,—જેવી કે ખાદી, સ્વદેશી, દારૂનિષેધ,—પરરાજ્યને લીધે આપણી અસહાયતા છે અને તે દિનપ્રતિદિન વધતી જ જાય છે. " આ અસહાયતાના ભાનમાંથી સ્વરાજનો પોકાર ઊભો થયો છે." એ સ્વરાજને મૂર્તિમંત કરવા સારુ ગાંધીજીએ અગિયાર સુધારા સરકાર અને પ્રજા આગળ ધર્યા છે. એમાં દારૂનિષેધનો મુદ્દો પ્રથમ મૂકેલો છે.

હિંદુસ્તાનમાં દારૂનિષેધ મંડળો ઘણાં છે. તેમનાં છત્ર હેઠળ અનેક ભલાં માણસો છેલ્લાં પચાસ વર્ષથી પોતાની રીતે તે વિષે બનતું કરતાં આવ્યાં છે. એમણે એમના સમયમાં સરકારને ચેતવી છે ને પ્રજાને દારૂના ગેરફાયદા સમજાવવા પ્રયત્ન કર્યો છે: ગાંધીજીના આ ચળવળમાં પડતાંની સાથે, રાજકીય ક્ષેત્રની જેમ, આમાં પણ ભારે ચેતન અને વેગ આવ્યાં છે. તેની પ્રથમ શરૂઆત ૧૯૨૧ માં થઈ. તે ટૂંક વખતમાં કેટલું બધું કામ થયું હતું તે પરિશિષ્ટમાં આપેલી નોંધ પરથી જોઈ શકાશે. પણ સરકારથી આ ન જોયું ગયું એટલે આજની જેમ એણે દમન શરૂ કર્યું. શાંત કાર્યકર્તાઓને હજારોની સંખ્યામાં જેલમાં નાખ્યા. એટલે પાછું ધીમે ધીમે કર્યુંકારવ્યું મીંડું વળવા લાગ્યું. તેવામાં દશે વર્ષે ફરી એથીય ઉગ્ર રૂપે આજે એ ચળવળ શરૂ થઈ છે. સરકાર પાછી એને જૂને ધંધે વળગી છે. આ વખતે તો એને વાસ્તે વળી ખાસ કાયદો કર્યો છે. આ સરકારી દમનનીતિ જ એક આપણા દેશમાં દારૂનિષેધની પ્રવૃત્તિનું વિઘ્ન છે. જ્યારે બીજા બધા દેશોમાં સરકાર અને પ્રજા આ પ્રશ્નમાં એકમત થઈ પ્રયત્ન કરે છે ત્યારે અહીં હિંદમાં તે વિરુદ્ધમત છે!

વાત એમ છે કે હિંદમાં અંગ્રેજો રાજ્ય કરે છે પ્રજાની મરજી વિરુદ્ધ થઈને. અબજો રૂપિયાનો તેઓ અહીં વેપાર કરે છે, અને કરોડો રૂપિયા દરસાલ એક યા બીજે બહાને અહીંથી પોતાના દેશમાં ખેંચી જાય છે. આ સ્થિતિમાં હિંદની પ્રજા દુનિયામાં કંગાલમાં કંગાલ બની ગઈ છે. તેની પર રાજ્યનો દોર ચલાવવા કોઈ દેશમાં નથી એવું ખર્ચાળ રાજ્યતંત્ર અને લશ્કર છે. તે બધાંનો ખરચ કાઢવો ક્યાંથી? તેથી ગમે તેટલા અને ગમે તેવા કર નંખાય છે. દારૂની આવક, આમ, આ અધર્મી ચણતરમાં એક ઈંટ થઈ પડેલી છે. તે કેમ ખસેડવા દેવાય?

આ ટૂંકમાં દારૂનિષેધનો પ્રશ્ન છે. એ પ્રશ્ન જો માત્ર પ્રજાના વ્યસનનો જ હોત તો તો ક્યારનો તેનો ઉકલ આવી ગયો હોત. જો સરકારની આવકનો જ માત્ર પ્રશ્ન હોત તો ય તે ઊકલી જાત. પરંતુ આજે તો હવે એ એની આવકને લીધે સ્વરાજ્ય કે પરરાજ્યનો પ્રશ્ન થઈ પડેલો છે. સરકાર પોતાની તુમાખીમાં આ મનુષ્યકલ્યાણનો પ્રશ્ન પણ પતાવવા નથી માગતી. અત્યાર સુધીની પ્રજાની માગણીઓને તેણે ઉવેખી છે. એટલે પ્રજા આગળ પ્રશ્ન એ છે કે તેણે આ અસહાય દશાને વશ થઈ બેસી રહેવું અને પોતાનો નાશ જોતાં છતાં થવા દેવો, કે પોતાની જે કાંઈ શક્તિ હોય તે વાપરી એનો ઉકેલ આણવો ?

આ પહેલા મુદ્દાનો મર્મ છે. એનું "નિવારણ એ જ અંગ્રેજોની સાચી દાનતની ખરી કસોટી છે."

૧૫૨૮૯

## ૨

# અંગ્રેજ અને હિંદી

**" સૈકાથી તેમનાં ( યુરોપીય પ્રજાનાં ) સંસ્કાર ને રીતભાત દારૂથી તરબોળ થયેલાં છે. મદ્યપાનને તેઓ પોતાને મળેલો અનન્ય વારસો માને છે, અને પોતાની પ્રજાને ચાહીને ભેટ આપતા જવા જેવી ચીજ ગણે છે. બાઇબલ, બાટલી અને બેયોનેટ( સંગીન ) ની પૂજનીય ત્રિમૂર્તિને તેઓ હમેશાં વળગી રહેલા છે. "**

( શ્રી. કેલકર: વડી ધારાસભામાં ૨૦–૯–૨૫ )

**" હિંદમાં કોઇ પણ સમયે કદાચ મદ્યનો તદ્દન અભાવ નહિ હોય. પરંતુ પાશ્ચાત્ય દેશોમાં તે એક નિયમિત વિધિ છે, જ્યારે હિંદમાં તો તે અપવાદ માત્ર જ છે. આથી વસ્તુસ્થિતિમાં મોટો ફરક નથી પડી જતો ? "**

( સદર )

જે જે પરમુલકોમાં અંગ્રેજ પ્રજા ગઈ છે ત્યાં ત્યાં એ જોવામાં આવ્યું છે કે મૂળ વતનીઓ તેના સંસર્ગમાં દારૂ પીતા થયા છે અને પરિણામે અવનવા રોગોથી તથા બુદ્ધિભ્રંશથી ખુવાર થયા છે. અમેરિકામાં જુઓ, આફ્રિકામાં જુઓ, સિલોનમાં જુઓ: બધેથી આ બાબતના પુરાવા મળી આવે છે. એક વિચારશીલ લેખકે કહ્યું છે કે, " ( એક પ્રજા પર બીજી પ્રજાએ ) રાજકીય વિજય મેળવવામાં તેના પર સામાજિક વિજય મેળવવો એ એનો મુખ્ય ભાગ છે. "

આવો સામાજિક વિજય મેળવવામાં દારૂ સારી રીતે ભાગ ભજવી શકે છે. આપણી ગુલામી માટે દારૂની બદી કેટલી કારણભૂત છે તે તો કોણ જાણે; પરંતુ એટલું તો ચોક્કસ લાગે છે કે, જો શાંતિ અને અહિંસાને માર્ગે આપણે સરકાર પાસે દારૂની બદી કઢાવી શકીએ તો જરૂર સ્વરાજ પ્રાપ્ત કરવાની શક્તિ સહેજે આપણે સંપાદન કરી શકવાના.

આ અસંગત સંબંધને લીધે, **પ્રથમ** મુસ્કેલી તો એ આવી છે કે હિંદમાં દારૂનિષેધનો **પ્રશ્ન** જ નથી એમ સરકાર કહે છે:

> "મિલમજૂરો વગેરેની મોટી વસ્તીવાળા ભાગો બાદ કરતાં દારૂના ઉપયોગનો પ્રશ્ન હિંદમાં એવો ભારે નથી. ...... મુંબઈ, કલકત્તા તથા બીજી એથી નાની જગ્યાઓની ઘીચ મજૂર વસ્તીવાળા ભાગોમાં દારૂની બદી કાંઈક છે. બાકી **સરવાળે દારૂની બદી હિંદમાં જોવામાં નથી આવતી** એમ કહેવું સાચું છે." ( મૂળમાં કાળા અક્ષર નથી )
>
> ( ઇંડિયા : ૧૯૨૮–૨૯ )

જો એમજ હોય તો દારૂનિષેધનો કાયદો કરવામાં સરકારને શો વાંધો આવે છે? પરંતુ એ તો ઊલટું એમ કહે છે:

> " કાયદામાં કહ્યો હોય એટલો જ દારૂ વાપરી શકાય અને બીજો વપરાય જ નહિ, એ અર્થમાં સંપૂર્ણ દારૂ-નિષેધ તો હિંદુસ્તાનના સંજોગોમાં તદ્દન અસંભવિત છે."
>
> ( સદર )

કેમ અસંભવિત છે?

> " કારણ કે એવા સંપૂર્ણ દારૂનિષેધના કાયદાને અમલમાં મૂકવા હોય તો, તેનો ભંગ થતો રોકવાને, દરેક પ્રાંતમાં રોકનારાની એક મોટી ફોજ રાખવી પડે."
>
> ( સદર )

તેમ કરવામાં શો વાંધો? કોણ ના પાડે છે? અને જે ફોજ રાખી છે તે ક્યાં ઓછી છે? પણ ખરી વાત તો એ છે કે સરકાર દારૂનો નિષેધ કરવાની જરૂર જ નથી જોતી. અને એ વાત તો ૧૮૯૦ ના એક સરકારી કાગળિયામાંથી પણ મળે છે:

> "અમારું એમ માનવું છે કે દારૂનું અનિષ્ટ એવડું મોટું નથી કે તેને માટે સરકારે આવી (દારૂબંધીનો કાયદો કરવાની), (પ્રજાને) દખલ કરવી પડે કે કરવી યોગ્ય લેખાય......એમ દલીલ કરી શકાય, અને તે ખોટી ન ગણાય, કે સામાન્યતઃ લોકો પોતાને શું કલ્યાણકારી છે અને શું અકલ્યાણકારી છે એ નક્કી કરી શકે એવા છે; અને ઘણા જણ સંપૂર્ણ દારૂનિષેધને પ્રજાના હક પર અસહ્ય તરાપ મારી એમ ગણે."

આમ પહેલેથી સરકાર આ પ્રશ્નને ઉડાવતી આવી છે. આપણને એમ થાય છે કે જો દારૂનું વ્યસન જૂજ જ છે તો તેને સમૂળગું કાઢી કેમ ના નાંખવું? અને જો ભારે છે તો તેનો એકરાર સરકાર કેમ નથી કરતી? પરંતુ, આ સ્થિતિમાં સરકાર ઊંધી જ દલીલ કરે છે: "જો જૂજ લોક વ્યસની છે તો દારૂ-બંધીની ખટખટમાં શું કામ પડવું? અને જો વધુ લોક વ્યસની છે તો દારૂબંધી કરી લોકોના હક પર તરાપ શા માટે મારવી?" એટલે બેઉ રીતે સરકારને તો આવકનો ફાયદો જ રહે છે. કેવી સરસ નીતિ! નફો નફો મારો, ખોટ ખોટ તું ખા!

વાત એમ છે કે ઉપર ટાંકેલા શ્રી. કેલકરના વાક્યમાં કહ્યું છે તેમ, અંગ્રેજ પ્રજા દારૂની પૂજારી છે. એટલે એ પ્રજાની બનેલી હિંદની સરકાર દારૂ ન પીવામાં નથી માનતી. અને એ પ્રમાણે એ ચોખ્ખું કહે છે:

"દારૂ વગેરે ઉત્તેજક પીણાંનો પ્રમાણસર ઉપયોગ હાનિકર છે એમ કહેવા અમે તૈયાર નથી.........દારૂ મળી જ નથી શકતો એટલા માટે દારૂનો ત્યાગ; અને તે પણ જ્યાં સુધી નથી મળી શકવાનો ત્યાં સુધી જ ટકે— આ વસ્તુ અમારા મતથી તો સંતોષકારક નથી. એના કરતાં તો દરેક રીતે જોતાં એ સંતોષકારક છે કે ઉત્તેજક પેયોનો સમજપૂર્વક, પ્રમાણસર ઉપયોગ કરવામાં આવે, અને તેનો અમલ લોકમતના બળે થાય."

(સને ૧૮૯૦)

આ પ્રમાણે મદ્યવિધાયક યુરોપીય પ્રજા મદ્યનિષેધક હિંદી પ્રજાને શીખવતી આવી છે. આપણને તો, નહિ તો એમ સૂઝે છે કે '**સમજપૂર્વક**' દારૂનો ઉપયોગ જ **શું** કામ **બંધ** ના કરીએ? અને 'લોકમતનું બળ' તે બંધ કરવામાં જ શા સારુ ન વાપરીએ? સરકાર એમ તો કબૂલ કરે છે કે દારૂબંધી કાંઈક તો હોવી જોઈએ. તેથી તે દુકાનો ઘટાડે છે, તેનાં સમય સ્થળ વગેરે નક્કી કરે છે, તેના કાયદા કરે છે, અને પોલિસ રાખી તેનો અમલ કરાવે છે. તો અમેરિકાની જેમ દારૂ ન પીવાનો જ કાયદો કરી પોલિસ પાસે શા સારુ તેનો અમલ ન કરાવવો? પણ પીનાર પ્રજાને એ સૂઝે નહિ; સૂઝે તોય હિંદી સરકારને તેમ કરવું નથી, કેમકે તે લોભભ્રષ્ટ થઈ છે. તે વિષે આગળના પ્રકરણમાં આપણે જોઈશું.

આ વિષય ઉપર હાલની સરકારનો મત આ પ્રમાણે છે:—

"હિંદી સરકારે તેમજ કેટલીક પ્રાંતીય સરકારોએ અંગીકાર કરેલી નીતિ સંપૂર્ણ દારૂનિષેધના કરતાં વધારે સારી લાગે છે. એ નીતિનો ઉદ્દેશ એ છે કે, જેમને **પથ્ય તાજગીદાર પીણાની** જરૂર છે એવાને તેનો

> દુરુપયોગ તે ન કરે એટલી કિંમતે મળે એવી અનુકૂળતા કરી આપવાની સાથે તેમને તેનું મિતપાન શીખવવું.”
> (મૂળમાં કાળા અક્ષર નથી) (ઇંડિયાઃ ૧૯૨૮–૨૯)

આથી જણાય છે કે સરકાર દારૂને પથ્ય તાજગીદાર પીણું માને છે, તેને માટે તે સવડ કરી આપવાનો પોતાનો ધર્મ માને છે, અને મિતપાન શીખવવામાં માને છે! ન જ પીવું એ શીખવવા તે તૈયાર નથી.

‘દારૂથી તરબોળ સંસ્કારવાળી’ પ્રજાને પોતાના પાનને હિસાબે હિંદુસ્તાનનો વાપર નજીવો જ લાગે છેઃ એથી એ મદ્યના પ્રશ્નને ગંભીર માનતી જ નથી. એટલું જ નહિ, પરંતુ એના સંસર્ગથી હિંદની પ્રજા વ્યસની વધતી ગઈ તે પણ તેણે દરગુજર કર્યું. તેમાં સરકારી આવકનો પ્રશ્ન તો છે જ એ આપણે અલગ વિચારીશું.

૩

# વ્યસનની વૃદ્ધિ

**" હું માનું છું કે યુરોપીય લોકોની સાથેનો સંસર્ગ મદ્યમાં રાચવા તરફ તેમને લઈ જાય છે. નીતિની દૃષ્ટિએ આ શોચનીય છે એ ખરું; પરંતુ આવકમાં એ ઉપકારક થવું જોઈએ. "**

( હોલ્ટ મેકેન્સ : ૧૮૩૨ )

**" ખરીદી શકે એવા હિંદવાસીઓ કલકત્તામાં હવે સારી પેઠે દારૂ વાપરે છે.........."**

**પ્રશ્નઃ પહેલાં તે દારૂ નહોતા વાપરતા ?**

**ઉત્તરઃ હું માનું છું કે જૂજ.**

**પ્ર૦— એ એમના ધર્મવિરુદ્ધ નથી ?**

**ઉ૦—એમના ધર્મવિરુદ્ધ છે કે નહિ એ તો મને ખબર નથી, પણ એમની રીતભાતથી તો વિરુદ્ધ છે......."**

( બ્રૅકન : ૧૮૩૨ )

" **નિર્વ્યસની** પ્રજા ધીમે ધીમે વ્યસની થતી હતી, " એ શબ્દોમાં એક જગાએ સરકારી આબકારી નીતિના પરિણામનું વર્ણન કર્યું છે. અંગ્રેજ સરકારે ૧૭૯૦માં પહેલવહેલો આબકારી કાયદો કરીને આપણી સ્વભાવતઃ પ્રવર્તી રહેલી દારૂબંધીમાં હાથ નાખ્યો. કહેવામાં તો એમ આવ્યું હતું કે દારૂ તથા અફીણ હદ પારનાં વપરાતાં હતાં,—ખાસ કરીને નીચલા વર્ગોમાં,–તેને રોકવા સારુ આ પગલાં ભરવામાં આવે છે. તે વખતે પણ સરકારને

શંકા તો હતી કે જે કર નાંખવામાં આવે છે એને લીધે શરાબ-ખોરી વિશેષ વધશે તો નહિ ? શ્રી. ગોખલેએ એક પ્રસંગે કહ્યું છે કે:

> "બ્રિટિશની પહેલાંના સમયમાં સરકાર દારૂનો ધંધો નહોતી ચલાવતી, અને આવડી પાર વિનાની મોટી આવક નહોતી મેળવતી. આને લઈને આ બાબતમાં સરકાર નિષ્પક્ષ નિર્ણય કરવા નાલાયક બને છે."

છતાં કર નાંખીને દારૂનો ધંધો ચલાવવાની નવી નીત અખત્યાર કરવામાં આવી. આમ આજના વિકરાળ પ્રશ્નનાં બી રોપાયાં.

કર નાંખતા પહેલાં થોડા જ વખત ઉપર લૉર્ડ હેસ્ટિંગ્સે કહ્યું હતું કે,

> "હિંદુસ્તાનના લોકોનો સાદો ખોરાક અને દારૂ તથા તેના જેવા માદક પદાર્થોનો સદંતર ત્યાગ—એના ઉપરથી એમની રહેણીકરણીની સાદાઈ ચોખ્ખી દેખાઈ આવે છે."

એવી જ જાતનું જીવન વાસ્કો ડી ગામા હિંદમાં આવ્યો ત્યારે (ઈ. સ. ૧૪૯૮) તેણે જોયું હતું. અચાનક આ સાદા, ધાર્મિક માન્યતાવાળા, મદ્યત્યાગી લોક ક્યાંથી મદ્યભોગી બની ગયા અને સને ૧૭૯૦ માં બંગાળ સરકારને તેમને સુધારવાનું સૂઝયું તે તો ખબર નથી પડતી. પરંતુ આ 'સુધારા' પછી સ્થિતિ કેવી બગડતી ગઈ, અને તે દેખાવા છતાં પાછાં પગલાં ન ભરવામાં આવ્યાં એ આપણને ચોખ્ખે ચોખ્ખું જોવાનું મળે છે. સરકારને પ્રજાના કલ્યાણની પરવા નહોતી, પણ માત્ર પૈસાની જ પડી હતી એ મથાળે આપેલા અવતરણ પરથી જોઇ શકાય છે. અને બંગાળમાં અંગ્રેજોનો આ વરસો દરમિયાનનો ઇતિહાસ લોભને લીધે કેવો કાળો હતો તે આપણે જાણીએ છીએ.

૧૮૩૨નાં ઉપર આપેલાં અવતરણોમાં ચોખ્ખું કહ્યું છે કે મદ્યપાન આપણી રીતભાતથી વિરુદ્ધ હતું. દારૂ પીવાની દુકાનો તે વખતે ગોઠવાઈ ગઈ હતી; અને અંગ્રેજોએ તેમનું શિક્ષણ શરૂ કર્યું હતું એ પણ તેમાંથી જોઈ શકાય છે. એટલે હિંદવાસીઓ મદ્યપાન "જાહેરમાં નથી કરતા પરંતુ જ્યારે કરે છે ત્યારે તે તેમની રૂઢિ રીતભાત વિરુદ્ધ જઈને કરે છે..." એવી સ્થિતિ હતી.

ત્યાર પછી ૧૮૭૪ સુધીમાં તો એવી ભયંકર સ્થિતિ થઈ ગઈ કે તે જોઈને બ્રહ્મોસમાજના સંસ્થાપક શ્રી. કેશવચંદ્ર સેને કકળી ઊઠીને વાઇસરૉયને ચેતવણીરૂપે લખ્યું કે:

> "શરાબખોરીના ફેલાવાને પરિણામ, એક બાજુથી વિષયાસક્તિ, લંપટતા અને દારૂનો પાશવી છંદ: અને બીજી બાજુથી અધાર્મિકતા, પાખંડ અને નાગી નાસ્તિકતા—આ બધાં દેશી પ્રજાનાં જીવનમાં એટલાં બધાં ઉપદ્રવકારી થઈ પડયાં છે અને તેના ધર્મ તથા નીતિના પાયાને ધોવા લાગ્યાં છે કે તેનો વિચાર કરતાં ખરેખર દુઃખ અને કમકમાટી ઊપજે છે. ટૂંકમાં, શરાબના વાપરથી મારા દેશબંધુઓની શારીરિક, નૈતિક તેમજ સામાજિક સ્થિતિ એટલી બધી અધોગતિને પામી છે કે તેટલી બીજા કશાથી નથી પામી."

અને આમ થવાનાં બે કારણો તેમણે કહ્યાં તે એ કે—

> "(૧) અંગ્રેજી કેળવણીનો ફેલાવો થવાને પરિણામે પ્રજાની શ્રદ્ધા અને વિચારસૃષ્ટિ અસ્તવ્યસ્ત થઈ ગયાં છે."
>
> (૨) દારૂની દુકાનોનો બિનજરૂરી ઉમેરો કરવામાં આવ્યો છે."

આ જ વસ્તુસ્થિતિનું તાદૃશ વર્ણન ૧૮૮૪ ના બંગાળી આબકારી કમિશને પોતાના નિવેદનમાં આપ્યું છેઃ—

"ભણતર પ્રસંગમાં જ એમ બનતું હશે કે બંગાળી સમાજના કેટલાક આગળપડતા શિષ્ટ પુરુષોના બોધને લઈને દારૂનું કેટલુંક પ્રલોભન કાબૂમાં રહેતું હોય. બાકી, એમના પ્રશંસનીય પ્રયત્નોની અસર તો ક્યાંય બાજુએ રહી જાય છે; અને સમાજમાં તો એક એવું બળ જોવામાં આવે છે કે જેને લઇને ભણેલા બંગાળીઓનો મોટો ભાગ, પોતાના દેશમાં અનુકૂળ આવશે કે નહિ આવે એનો વિચાર કર્યા વગર, પશ્ચિમની રહેણીકરણી અનુસરવા લાગે છે. કુટુંબ-પદ્ધતિનો નાશ, તેની સાથે કુટુંબના માણસ પરના કાબૂનો લોપ, ધાર્મિક વિધિનિષેધોના બળની શિથિલતા, આજ્ઞાંકિતતાની ટેવો અને પૂજ્યબુદ્ધિ જઈને વ્યક્તિત્વની ખિલવટ; આ ઉપરાંત બીજી પણ કેટલીક નવી વૃત્તિઓ જે ભણેલા વર્ગમાં જોવામાં આવે છે;—આ બધા સામાજિક પરિવર્તનને લઈને અવશ્યંભાવી એવી નૈતિક ભ્રષ્ટતા આવી છે."

એ કમિશન આગળ જુબાની આપતાં પ્રખ્યાત ઇતિહાસકાર શ્રી. રમેશચંદ્ર દત્ત કહ્યું હતુંઃ

"એમાં તો શંકા જ નથી કે આ સૈકાના પૂર્વ ભાગમાં બંગાળામાં અંગ્રેજી કેળવણી દાખલ થવાની સાથે, ઊંચ વર્ણોમાં મદ્યપાનને એક જાતનો આવેગ મળ્યો છે. ભણેલા બંગાળીઓમાં ત્યાજ્ય ખોરાકો (માંસાદિ) ન ખાવા બાબત બંધાઈ ગયેલી ઘૃણા તો નીકળી ગઈ; પરંતુ દારૂ ન પીવાનો જે શ્રેયસ્કર સંયમ હતો તે પણ છૂટી ગયો. મદ્યપાન તો સુધારાનું અને ઉદાર વિચારોનું લક્ષણ ગણાતું,—ભણેલા સદ્‌ગૃહસ્થે ધારણ કરવા યોગ્ય ભૂષણ લેખાતું......"

હિંદીઓમાં ફેલાતા ભ્રષ્ટાચારની આ દુ:ખદ કહાણી ઇંગ્લૅંડમાં પણ પહોંચી. ત્યાંનાં દારૂનિષેધક મંડળોએ ભારે ઉહાપોહ કરી મૂક્યો. શ્રી. સ્મિથ નામના એક ભલા ગૃહસ્થે ૧૮૮૯ માં પાર્લામેંટમાં ઠરાવ આણ્યો કે,

> "આ સભા માને છે કે હિંદી સરકારની આવરા-ખર્ચની નીતિ એવી છે કે જેને લીધે દારૂ ગાળવાનાં કારખાનાં, પીઠાં તથા અફીણાદિની દુકાનો,—પ્રજાના મત સામે થઈને, તથા પહેલાં જ્યાં મુદ્દલ નહોતાં ત્યાં, ત્યાંના રહેવાસીઓના વિરોધ છતાં—ઉઘાડવામાં આવે છે અને તે વધ્યે જ જાય છે. અને મદ્યપાન સારુ આવી સગવડો વધ્યે જવાથી દારૂનો ઉપાડ વધતો જાય છે, અને એ હિંદના ધંધાદારી વર્ગમાં દુ:ખ અને અધોગતિ ફેલાવે છે. એટલે આ અટકાવવા સારુ એકદમ પગલાં લેવા તરફ હિંદી સરકારનું ધ્યાન ખેંચાવું જોઈએ."

શ્રી. કેઇન નામના સદ્‌ગૃહસ્થે એ ઠરાવને ટેકો આપતાં કહ્યું કે,

> "સુધરેલી દુનિયામાં ખરાબમાં ખરાબ ને સડેલી (આબકારી) નીતિ હિંદી સરકારની છે; અને હિંદની જુદી જુદી નીતિઓમાં બંગાળની નીતિ ખરાબમાં ખરાબ અને સડેલી છે."

હિંદી પ્રધાને તો ઠરાવની વસ્તુનો ઇનકાર કર્યો, પરંતુ ઠરાવ બહુમતિથી પસાર થયો હતો.

આમ દારૂરૂપી "હિંદનો નવો, બીજો જીવલેણ પ્લેગ" વ્યાપતો ગયો. અંગ્રેજ કેળવણીએ અને અંગ્રેજ સરકારે હિંદમાં અનેક સારાં કામો કર્યાં હશે, પરંતુ આ મદ્યપ્રચારનું કામ હિંદને હમેશાં યાદ રહે એવું ઘોર છે. એક લેખક કહે છે તેમ "દારૂની બદીએ, ખરેખર, સરકાર સાથે સલાહ કરી છે."

## ૪

# સરકાર જવાબદાર છે

"હિંદુસ્તાનમાં પરદેશી દારૂ આયાત કરવામાં આવે છે તેનો અર્ધો કરતાં મોટો ભાગ હિંદવાસીઓ વાપરે છેઃ એ સત્તાવાર ગણતરી ઉપરથી દેખાય છે કે, હિંદના દારૂના ધંધા માટે પશ્ચિમની 'ખ્રિસ્તી' પ્રજા કેટલે અંશે જવાબદાર છે."

(રેવરન્ડ જે. એફ. એન્ડ્રુઝ)

"આ કામ (સંપૂર્ણ દારૂનિષેધનું) અઘરું હોવાનું કારણ એટલું જ છે કે દારૂની બદીથી પેદા થયેલા હકો રાજ્ય કરનાર પ્રજાને મળ્યા છે."

(ગાંધીજીઃ ૧૯૨૯)

"સરકારનો દારૂના ધંધા સાથેનો સંબંધ જ, અને તેને લઈને ધંધાને મળતી પ્રતિષ્ઠા તથા આબરુ—આને લીધે દારૂનિષેધની ચળવળનાં મૂળિયાં જ કપાઈ જાય છે."

('પ્રોહિબિશનઃ ૧૯૨૯')

દારૂની બદી અંગ્રેજોના સંસર્ગથી કેવી રીતે ફેલાવા લાગી ને વિકરાળ બનતી ગઈ તે આપણે ઉપર જોયું. એને માટે હિંદ જવાબદાર નહોતું અને આજે પણ નથી. જ્યારે અંગ્રેજો આવ્યા ત્યારે હિંદ સંસ્કારતઃ જ દારૂનિષેધક હતું. અંગ્રેજી કેળવણીને લઈને અને દારૂનું પ્રલોભન ઠેરઠેર વ્યવસ્થિત રીતે ગોઠવી દઈને એ સંસ્કારોને શિથિલ કરી દેવામાં આવ્યા, દારૂ વધારે વપરાતો કરવામાં આવ્યો. જ્યાં અમુક હલકી વર્ણો જ પીતી હતી ત્યાં હવે ઊંચી વર્ણો પણ પીતી

થઈ, અને એમનો ધડો લઈને આપો સમાજ અધોગતિએ જવા લાગ્યો. શ્રી. કેઇને ૧૮૮૮ માં પાર્લામેંટની ચર્ચા દરમિયાન આંકડા રજુ કરેલા કે આબકારી કાયદો પસાર થયા પછીનાં આઠ વર્ષમાં દારૂનો ઉપાડ બંગાળામાં ૧૩૫ ટકા વધી ગયો: અને મધ્યપ્રાંતમાં ૧૦ વર્ષમાં ૧૦૦ ટકા વધી ગયો! આ ગૃહસ્થ ૧૮૮૭–૮૮ માં હિંદમાં જાતે ફરી ગયા હતા.

નવી કેળવણી અને આબકારી નીતિ પણ આ વિનાશપથ પર પ્રગતિ કરવા માટે આભારી છે, એ નીચેની, બંગાળાના કમિશન આગળની, એક સાક્ષીની જુબાની પરથી દેખાય છે:

> "આપણા આબકારી ખાતાનો ઇરાદો એ છે કે, મદ્યપાનના અતિરેકને રોકવા સારુ તેના પર તથા અફીણાદિ ઔષધિઓના વેચાણ ઉપર કર નાંખીને આવક કરવી. સરકારે નક્કી કરેલો આ સિદ્ધાંત સરસ છે. પરંતુ, ઉપરી અમલદારોની ગમે તે મુરાદ હોય; નીચલા અમલદારો, જેમના દ્વારા ખાતું ચલાવવું પડે છે, તેઓ તો વ્યવહારમાં ઊલટું જ કરે છે. સ્થાનિક અમલદારે મદ્યપાનનો અતિરેક કેટલો અટકાવ્યો એ આંકડાબંધ નિવેદનોમાંથી ન જ મળી શકે,× જેના પરથી એના કામનો કયાસ કાઢવો પડે છે. હવે આવકના વધારાનું, નીતિનું જે બીજું અંગ રહ્યું, તે જ પછી તો આ નિવેદનોએ સ્પષ્ટતાથી દેખાડવું રહ્યું. એટલે પોતાના કામની કદરનો આધાર આવકનો આંકડો વધારે દેખાડવા ઉપર

× દારૂના વાપરના આંકડા રાખી શકાય છે. પરંતુ સરકાર તે રાખતી જ નથી એ એક મોટું છળ છે. પ્રાંતવાર મળી શકે, પરંતુ હિંદ સમસ્તના તૈયાર કરવામાં નથી આવતા. સરકાર આવકને જ ધ્યાનમાં રાખે છે, એનો આ આડકતરો ચોખ્ખો પુરાવો મળી આવે છે.

રહે છે, જે વધારવામાં તે ફાવે છે. એટલે એ કરવા એ જીવ દઈને વળગી પડે છે.

“આવક વધારવાના એક કે બે રસ્તા છે: (૧) બિનજકાતી વાપર રોકીને; (૨) જકાતી વાપર વધારીને. પ્રથમ રસ્તો મુશ્કેલ છે અને જ્યાં તેવો વાપર ન હોય ત્યાં અસંભવિત છે. એટલે નીચલો આબકારી અમલદાર એક માત્ર જે રસ્તો રહ્યો તે લે છે—પોતાનું બનતું કરીને તે વાપર વધારવા મથે છે. જ્યાં શક્ય હોય ત્યાં દુકાનો વધારીને, અને બીજે દુકાનના સ્થળનો મોખો વિચારી કાઢીને, અને એવી બીજી અનેક યુક્તિઓ કરીને દારૂનો વાપર વધારાય છે. એટલે આ સિદ્ધાંતનું પરિણામ ધાર્યાથી ઊલટું જ આવે છે—મદ્યપાન હઠાવવાને બદલે વધારવા પ્રોત્સાહન અપાય છે.”

આ જ વસ્તુની સાક્ષી શ્રી. કેઇન પણ પૂરે છે:

**“જેટલા જોરથી દારૂનો ધંધો આગળ ધપાવાય એટલા જોરથી સરકાર ધપાવ્યે જાય છે. દારૂનો ઉપાડ વધારેમાં વધારે કરી મૂકવામાં કલેક્ટરોને પાર વિનાની સહેલાઈ છે. દર દસકે સરકારની આવક બમણી થતી જાય છે. એ નીતિ જો ચાલતી રહી તો ત્રીસ વર્ષમાં હિંદુસ્તાન દુનિયાનો એક વધુમાં વધુ શરાબખોર અને પતિત દેશ બની જશે.”**

એ નીતિ ૩૦ તો શું પણ ૪૦ વર્ષ ત્યારપછી ચાલુ રહી છે. આજે પણ એમાં વસ્તુતાએ ફેર નથી પડ્યો અને ઉપરની જુબાનીમાં જે સ્થિતિ તાદૃશ ચીતરી બતાવી છે એ જ ચાલુ છે. એ વિષે આગલાં પ્રકરણોમાં જોઈશું.

સરકાર બળજોરી પણ વાપરતી તેનો એક બંધબેસતો નમૂનો શ્રી. કેઇન જ આપે છે:—

" મુંબઈની પાડોશમાં, હિંદવાસીઓમાં દારૂના વેચાણ તથા વાપર સામે એક ચળવળ ઉપાડવામાં આવી હતી. તે પરથી માજિસ્ટ્રેટે તેના આઠ નાયકોને કેદ કર્યાં. આ **જુલમનું** લંડનમાં હિંદી પ્રધાનને નિવેદન કરતાં મુંબઈ સરકારે લખ્યું કે, ' આ પ્રસંગે નિર્ણય કરવાની વસ્તુ આ છેઃ આપણે તે આ વખતે હાથ જોડીને બેઠા રહી, કોલાબા જિલ્લાની આ દારૂનિષેધપ્રવૃત્તિને ચહેલાવા દેવી અને આપણી આવકની મોટી રકમ જતી કરવી ? કે પછી આ લોકોને ઠેકાણે લાવવા જરૂરી પગલાં ભરવાં ?' "

૧૮૯૦ માં બોલાયેલાં આ વાક્ય આજે પણ જેવાંને તેવાં જ તાજાં લાગે છે. તારીખફેર કરીએ તોપણ કોઈ ભૂલ ન પકડી શકે એવાં આજની સ્થિતિમાં બંધ બેસે એવાં છે. એટલે અંગ્રેજ પ્રજા પર જે આરોપ છે કે હિંદમાં દારૂની બદીને માટે જવાબદાર ઇંગ્લૅંડની ' ખ્રિસ્તી ' અંગ્રેજ પ્રજા છે એ અક્ષરશઃ સાચો ઠરે છે.

હિંદી પ્રજાએ તો પોતાનો નિશ્ચય અનેક વાર અનેક ઠેકાણેથી જાહેર કર્યો છે. અને સરકારની નીતિનાં દુષ્પરિણામો બતાવવામાં તથા તે નિવારવા લેવા જોઈતા ઉપાયો સૂચવવામાં પણ કાંઈ મણા રાખી નથી. છેવટે ૧૯૨૫માં વડી ધારાસભામાં, સરકારના વિરોધ છતાં, ઠરાવ પસાર થયો છે કે સંપૂર્ણ દારૂનિષેધની નીતિ સરકારે આદર્શ તરીકે રાખવી જોઈએ. અને ગઈ સાલ સર્વપક્ષીય પરિષદે કલકત્તામાં મળીને જે રાજ્યબંધારણની યોજના ઘડી કાઢી હતી તેમાં નીચેની કલમ, હિંદી પ્રજાના પ્રાથમિક હક તરીકે, ઉમેરવામાં આવી છેઃ—

" પ્રજાકીય સરકારની ફરજ ગણાશે કેઃ—દારૂ અને અફીણાદિ માદક પદાર્થોથી પ્રજાને બચાવવી; અને એ સિદ્ધ

કરવા સારુ પ્રજાકીય સરકારની સ્થાપના થયા બાદ પહેલી જ તકે, ઔષધીય કે ઔદ્યોગિક જરૂરિયાત સિવાય, દારૂ અફીણાદિ માદક પદાર્થો બનાવવાનો, આયાત કરવાનો, સંઘરવાનો કે વેચવાનો સંપૂર્ણ નિષેધ કરનારા કાયદા ઘડવા. ”

હિંદી સરકાર તરફથી પ્રજાકીય નિરાશાના પડઘા કરતાં પ્રજાકીય નિશ્ચય આ ઠરાવમાં વિશેષ છે એ ખરું, છતાં એ યાદ રાખવું જોઈએ કે દારૂનિષેધ તેમજ એવા અનેક આવશ્યક સુધારાની બાબતમાં પ્રજા સરકારથી નિરાશ થયેલી છે. પ્રજાએ એ ઉપરથી જોઈ લીધું છે કે અંગ્રેજી રાજ્ય એક બલા જ છે. એટલે પ્રજાએ પોતાને બળે દારૂ છોડવવા ભગીરથ પ્રયત્ન આદર્યો છે. નાતપંચ તથા મહાજન પોતાની શક્તિ તેમાં વાપરવા લાગ્યાં છે, સેવાપરાયણ યુવકો અને યુવતીઓ પીઠાં પર ચોકી ભરી વ્યસનીને સમજાવે છે, અને એની પીનારા પર અજબ અસર પડેલી જોવામાં આવે છે. છતાં સરકાર સહાનુભૂતિ તો નથી જ રાખતી; તટસ્થ પણ નથી રહી શકતી. આગલા પ્રકરણમાં જોયું તેમ તેની આગળ નિર્ણય કરવાની આ વાત છે છે કે હાથ જોડીને બેસી રહી આવક ખોવી અને રાજ્ય ખોવું કે ચળવળિયાઓને ઠેકાણે લાવવા? પહેલાં સરકારે જેમ નિર્ણય કરેલો તેમ આજે પણ એનો એ જ નિર્ણય થયો છે, અને ‘ ખ્રિસ્તી ’ કહેવાતા ‘ ભલા ’ વાયસરૉય સાહેબે ખાસ આ ‘ ચળવળિયાઓ ’ને પહોંચી વળવા આપખુદ કાયદો કાઢયો છે. તેનો ઇરાદો એ જણાવ્યો છે કે કલાલનો દારૂ વેચવાનો અને દારૂડિયાનો તે પીવાનો હક છે: તેનું સરકારે રક્ષણ કરવું જોઈએ ! ઇંગ્લૅન્ડમાં કદાચ એવા હક શોભે. હિંદ માટે એવી વાતો મૂર્ખતા કે ધૂર્તતા જ હોઈ શકે છે.

૫

# મદ્યપાનનો હક અને સરકારનો ધર્મ

**" મદ્યપાન એક દુર્ગુણ કરતાં રોગ વિશેષ છે. એટલે રોગીને તો તેની મરજી સામે થઈને ય મદદ કરવી જોઈએ. "**

( ગાંધીજી )

**" જો સ્વતંત્રતાને સમાજનો આદર્શ માનીએ તો, સ્વાતંત્ર્યની સ્થાપના કરવી એટલે સમાજમાં તંત્રબદ્ધ સંયમો યોજવા, એવો અર્થ થવો જોઈએ."**

( હોબહાઉસ )

સરકાર મદ્યપાનનો હક સ્થાપિત કરે છે અને તેને રક્ષણ આપવાનો પોતાનો ધર્મ માને છે! તે બાબતમાં પૂ૦ મહાત્માજીએ તા. ૧૬-૬-૨૧ ના 'નવજીવન'માં પ્રધાનોને ઉદ્દેશીને કહેલાં વાક્યો યાદ રાખવા જેવાં છેઃ—

> " પ્રજા પાસે પરાણે દારૂ કેમ છોડાવાય ? જેમને દારૂ પીવો છે તેમને સારુ સગવડ હોવી જ જોઈએ,—એ દલીલથી તમે રખે ભરમાતા. પોતાની પ્રજામાં દુર્ગુણો પોષવાનું રાજ્યનું કામ નથી. વ્યભિચારખાનાંઓને આપણે વ્યભિચારના ઇજારા દઈને કે નિયમો બાંધી આપીને સગવડો કરી આપતા નથી. ચોરને આપણે તેની ચોરી કરવાની વૃત્તિને સંતોષવાની સોઈ નથી કરી આપતા. દારૂ તો મારે હિસાબે ચોરી કે

કદાચ વ્યભિચારના કરતાં પણ બૂરી ચીજ છે. કારણ ઘણી વાર આ બંને કુકર્મનું પિતૃપદ દારૂને જ હોય છે.”

માણસને કોઈનું ભલું કરવાનો હક હોય. કદાચ, **પોતાને જ** જેમાં સહન કરવાનું રહેલું છે એવું કુકર્મ પણ કરવા દેવાય. (જો કે આત્મઘાતને સરકાર ગુનો ગણે છે.) પરંતુ જે કાર્યમાં પોતાને નુકસાન છે, એટલું જ નહિ, પણ સામાને તો તેથી કેટલાયગણું નુકસાન છે, તે કાર્ય કરવાનો તેનો કદી **હક** હોઈ શકે? તે કાર્ય કરતાં તો તેને પ્રજાના શુભેચ્છકોએ અને સરકારે રોકવાનો ધર્મ છે. એવું કાર્ય દંડનીય ગુનો છે.

“મદ્યપાન એવી કુટેવ છે કે તેનાથી પીનારની જવાબદારીની બુદ્ધિ તરત જ નાશ પામે છે, અને પરસ્પરભાવથી જોડાઈને ચાલતા સમાજમાં કામકાજ કરવા તેને નાલાયક બનાવી દે છે. જવાબદાર માણસો, દારૂડિયાની પેઠે, નિયમિત ટેવપૂર્વક બેજવાબદાર બનતા રહે તેમના આગળ કોઈ પણ સુરક્ષિત ન રહી શકે. એથી દારૂ મળવાની સગવડો બંધ કરીને દારૂની બદીનો પ્રતિબંધ કરવા એ સમાજના સંયમી માણસોના તેમ જ દારૂને વશ થયેલા નબળા બેઉના હિતને માટે ઇષ્ટ છે.”+

અને દારૂવશ આદમીના કુટુંબની દુર્દશા તો નજરે જોઈએ ત્યારે જ પૂરો ખ્યાલ આવે. કુટુંબની બહેનોનો રોજનો હૃદયભેદક મરો તથા બાળકોના ભાવીનો સદંતર ઉચ્છેદ—આ એક જ વસ્તુ પણ એ આદમીને રોકવાને વાસ્તે પૂરતું કારણ છે. ભવિષ્યની પ્રજાનું રક્ષણ કરવું એ સુધરેલી સરકાર પોતાનો ધર્મ માને છે. એને માટે અનેક જાતના કાયદા કરવામાં આવે છે. દારૂ જેવું સામાજિક ધ્વંસનું બીજું સાધન ભાગ્યે જ કોઈ હશે. છતાં સરકાર દારૂ પીવાના ને પાવાના હક માટે કાયદા કરે એ કેવી ઊંધી વાત છે!

+ “મનુષ્યશક્તિની સાચવણી.” નામના શ્રી. કારવરના પુસ્તકમાંથી.

પહેલેથી જ સરકાર આવો હક સ્થાપિત કરતી આવેલી છે. ૧૮૬૪ માં લૉર્ડ લૉરેન્સની સરકાર આગળ એવો પ્રસ્તાવ આવેલો કે દારૂને એટલો બધો મોંઘો કરવો કે પૈસાદાર લોક જ એને વાપરી શકે; એમ થવાથી દારૂ એક શોખની ચીજ બની જશે. પરંતુ સરકારે એનો વિરોધ કર્યો:

> "એટલે આનો ઇરાદો તો ચોખ્ખેચોખ્ખા શબ્દોમાં કબૂલ કરી દેવામાં આવ્યો છે કે, પૈસાદાર લોક એકલા જ વાપરી શકે અને ગરીબ વર્ગો એના વિનાના રહે એવડો કર દારૂ પર નાંખવો. વાયસરૉય અને તેમની કારોબારી સભાનો આ વિષે એવો મત છે કે એમ કરવું પ્રજાને મોટો અન્યાય છે."

ધન્ય છે એ બ્રિટિશ ન્યાયને! આવું "પથ્ય તાજગીદાર પેય" ગરીબ પીતા રહી જાય એ એની નજરમાં અન્યાય લાગે છે!

પણ બ્રિટિશ ન્યાય શો છે અને સરકારનો ધર્મ શો છે તે વિષે ઇંગ્લૅંડના એક બીજા ઉમરાવ લૉર્ડ ચેસ્ટરટનનાં નીચેનાં પ્રખ્યાત વચન મનનીય છે. ૧૭૪૩ માં પાર્લામેંટમાં ઉમરાવોની સભામાં દારૂ પર કર વિષે કહેતાં તેમણે આ વચનો કાઢ્યાં હતાં:—

> "મારા ઉમરાવ દોસ્તો, કાયદાની ગમે તેવી મુશ્કેલી હોય; પરંતુ શોખની વસ્તુ ઉપર કર હોય અને બદી ઉપર તો પ્રતિબંધ નાંખવાનો હોય. ઇશુની દશ આજ્ઞાઓના ભંગ પર તમે કર નાંખશો? આવો કર દુષ્ટ અને નિંદ્ય નહિ ગણાય? જેઓ કર ભરી શકે એવા છે એમને બદીમાં રાચવાની છૂટ આપ્યા બરાબર નહિ લેખાય? મિત્રો, બદી કાંઈ મિલકત નથી કે તેના પર કર નાંખવાનો હોય. એને તો રોકવાની જ હોય. શોખ એટલે એવી વસ્તુ કે જે ગેરકાયદેસર ન હોવા છતાં તેના અતિરેકને લઇને વિનાશક નીવડે,–એ વસ્તુને

મળવી વધારે મુશ્કેલ કરાય. પરંતુ, જે વસ્તુ જાતે જ ચોખ્ખી નુકસાનકારક છે,—પછી ભલેને તે ગમે તે પ્રમાણમાં વપરાય,—તેનો તો પ્રતિબંધ જ કરવો જોઈએ. દોસ્તો, કોઈએ એવું નહિ સાંભળ્યું હોય કે ચોરી કે વ્યભિચાર ઉપર કોઈ પણ પ્રજાએ કર નાંખ્યો. કારણ કે કર નાંખવામાંથી એ અર્થ નીકળે છે કે, જેઓ કર આપવાને ખુશી હોય તે બધા લોકોને તે વસ્તુ વાપરવાનો પરવાનો મળે છે.

"મારા ઉમરાવ દોસ્તો, શરાબખોરી બધે જ, હરકોઇ હાલતમાં, દુર્ગુણ ગણાય છે. માટે એના ઉપર કર ન નાંખવાનો હોય. એનો તો પ્રતિબંધ જ ઘટે..."

આમ એક ઉમરાવ અને બીજા ઉમરાવ જુદું જુદું કહે છે. આપણે યાદ રાખવું જોઈએ કે, એક ઇંગ્લૅંડમાં હતા અને બીજા હિંદુસ્તાનમાં હતા. લૉર્ડ લૉરેન્સ જાણે છે કે, જો શરાબ શોખની ચીજ બને તો તેમાંથી આવક ન કરી શકાય. અને વધુ ને વધુ આવક કરવી એ તો અંગ્રેજ સરકારની ચાલતી આવેલી નીતિ છે.

"અંગ્રેજ લોકનો મૂળ સિદ્ધાંત એ હતો કે પોતાના ફાયદા અને સ્વાર્થ સારુ આખી હિંદી પ્રજાને ગુલામ બનાવવી. તેમના ઉપર છેલ્લી હદ સુધી કર નંખાયા છે; આપણા કબજામાં જેમ જેમ દરેક પ્રાંત આવતો ગયો તેમ તેમ તેની પાસેથી વધારે ને વધારે પૈસા કઢાવ્યા છે: અને એ તો આપણે હંમેશ અભિમાન ધરાવતા આવ્યા છીએ કે દેશી રાજાઓ કરતાં કેટલી બધી વધારે આવક આપણે ઓકાવી શકીએ છીએ."

(સર જોન શોર)

આવા ઇરાદાથી આવેલી સરકાર પાસેથી લૉર્ડ ચેસ્ટરટન બતાવે છે એ ધર્મની આશા રાખવી વ્યર્થ છે. આપણે યાદ રાખવું જોઈએ કે—"કંપની (ઈસ્ટ ઈંડિયા) વેપારી છે અને દેશની માલિક

પણ છે. પહેલા ધંધા અનુસાર તે દેશનો વેપાર પચાવી પડે છે અને બીજા ધંધા અનુસાર તે દેશની કરની આવક ઓહિયાં કરે છે." અને એ જ કંપનીની વારસ સરકાર ૧૮૫૭ થી હિંદ પર રાજ્ય કરે છે. આપણે જાણીએ છીએ કે તેણે આજે પણ એ જ એવડો સ્વભાવ સાચવી રાખ્યો છે. લૉર્ડ લૉરેન્સના સમયમાં દારૂની આવક કેવી કૂદકે ને ભૂસકે વધતી હતી તે નીચેના આંકડા પરથી માલમ પડે છેઃ—

| | દારૂની આવક | ખર્ચ |
|---|---|---|
| ૧૮૬૧–૬૨ | ૧,૭૮,૬૧,૫૭૦ | ૧૩,૫૩,૪૭૦ |
| ૧૮૭૧–૭૨ | ૨,૩૬,૯૧,૦૯૦ | ૧૩,૫૩,૪૭૦ |

લગભગ એના એ જ ખરચમાં બમણો આવરો થાય એવો રૂડો વેપાર કયો મૂર્ખ જતો કરે? અને વેપારીનો ધર્મ નફો કાઢવાનો નહિ તો બીજો શો હોય?

અને પરદેશી દારૂના આવરાના આંકડા જોતાં માલમ પડે છે કે, ૧૮૭૦ માં લગભગ બે કરોડ રૂપિયાનો (૧૩,૬૭,૨૨૭ પૌંડનો) દારૂ હિંદમાં આવ્યો હતો! શ્રી. ડિગ્બી કહે છે કે આ દારૂનો ઉપયોગ ગામડાંમાં નહિ જ જેવો થતો હતો. એટલે પરદેશી દારૂનો વેપાર પણ ઠીક જામ્યો લાગે છે.

હિંદની પ્રજાની પ્રાર્થના, અરજી તથા વિરોધને સરકારે નથી માન્યાં અને પ્રજા પાસેથી પાપનો પૈસો કઢાવવામાં તેણે પાછી પાની નથી કરી. એમ કરવા તેણે દારૂડિયાના અને કલાલોના હક આગળ કર્યા. તેમને રક્ષવાનો પોતાનો ધર્મ માની લીધો. ગરીબ પ્રજાના પૈસા લેવાનો ધર્મ ખરો; તો તેને દારૂમાંથી બચાવવાનો ધર્મ તે કોને સોંપે છે? તે તો કદાચ સેતાનને તે સોંપે. પરંતુ હિંદી પ્રજાએ પોતાનો ધર્મ સમજી લીધો છે, અને આત્મશુદ્ધિ તથા આત્મભોગ દ્વારા સરકારને તેનો ખરો ધર્મ સમજાવવા ચાહે છે.

## ૬

# આવકનો લોભ

**"ગમે તેમ હો, સ્વરાજ મળ્યે એ ઉપજ પર તો આપણે મીંડું જ વાળવું છે. દારૂ ઇત્યાદિનો વેપાર આપણે નહિ જ કરીએ......સ્વરાજમાં શરાબની કમાણી તો આપણને હરામ હોવી જોઈએ."**

ગાંધીજી : ૧૯૨૧

**"આબકારી આવક ૨૫ કરોડની છે. આવી આવક લઈને રાજ્ય ચલાવવું પડે એ તો કોઈ પણ સરકારને માટે ગૌરવપ્રદ નથી, એ આવકને તો જતી જ કરવી જોઈએ. અને જ્યાં સુધી તેમ નથી થયું ત્યાં સુધી તેને દારૂની બદીનો નાશ કરવામાં જ વાપરવી જોઈએ. એથી બીજા કશામાં વાપરવી તે હરામ ગણાવું જોઈએ."**

ગાંધીજી : ૧૯૨૯

અત્યાર સુધીમાં વાચકે જોયું હશે કે સરકારને સંપૂર્ણ દારૂનિષેધ ગમતો નથી, એટલું જ નહિ, પરંતુ એને દારૂની પાપી આવકનો લોભ લાગ્યો છે, અને બળતામાં ઘી હોમાય તેમ, જેમ જેમ લોભ પોષાતો ગયો તેમ તેમ તે વધતો જ ગયો છે. એટલે આજે પોતાને બળે એ લોભ છોડવા તે સશક્ત નથી.

હવે આપણે સરકારની લોભનીતિ તપાસીએ.




હિંદની પ્રજાને ડસવાને તૈયાર થયેલા નાગની ફણાશો, આબકારી આવકનો આ આલેખ છે. ૧૮૬૧ માં દોઢ કરોડ હતી તે વધીને આજે તે ૨૦ કરોડ ઉપર પહોંચી ગઈ છે. ૧૯૨૦ ના

સુધારા મુજબ આ આવક પ્રાંતીય સરકારને મળે છે. પ્રાંતની બીજી આવકો સાથે સરખાવતાં દારૂની આવક જમીનમહેસૂલ પછી બીજે નંબરે આવે છે, અને કુલ આવકના ૨૦ થી ૨૫ ટકા જેટલી થાય છે!

આ આવક દારૂ, તાડી, ભાંગ, ગાંજો, અફીણ ઇત્યાદિ માદક પદાર્થોના ઇજારા, વેચાણ તથા કરમાંથી થાય છે. એ વિષેની નીતિ બાબત ઇ. સ. ૧૮૮૩ માં હિંદી પ્રધાને નક્કી કરેલું કે,

" હિંદની પ્રજાના તેમજ **હિંદી સરકારની તિજોરીના લાભાર્થે** આબકારી ખાતાની વ્યવસ્થા નીચેના બે મુદ્દાઓ ઉપર ઘડાવી જોઈએ:—

(૧) હિંદી પ્રજામાં દારૂનું વ્યસન વધતું રોકવું જોઈએ;

(૨) દાણચોરીથી દારૂ ગળાય કે વેચાય નહિ એ ધ્યાન રાખીને જેટલો વધારે કર રાખી શકાય એટલો રાખવો. "

આ બે મુદ્દા સાચવીને હિંદી પ્રધાને ભલામણ કરી હતી કે,

" દારૂના કમ વાપરમાંથી જેટલી મોટી આવક ઉત્પન્ન કરી શકાય એટલી કરવી. " ( કાળા અક્ષર મૂળમાં નથી )

આમાં હિંદી પ્રજાના લાભ કરતાં સરકારી તિજોરીનો લાભ કેટલો જોવાયો છે એ સમજાય એવું છે. ઉપરાંત, આના પરથી એ ચોખ્ખું દેખાય છે કે, સરકાર વ્યસન **ઘટાડવા** નથી માગતી. બલ્કે હિંદી પ્રધાન આવક ઉપર આંખ રાખવા અને એને વધારવા પ્રોત્સાહન આપતા લાગે છે અને ગર્ભિત ટકોર મારે છે. આ નીતિ ક્યારે જાહેર કરવામાં આવી? સરકારે બને એટલું વ્યસન વધારી મૂક્યું ત્યાર પછી! અને ન વધવા દેવાની નીતિ જાહેર કર્યા પછી પણ એટલું બધું તે વ્યસન વધ્યું કે ઇંગ્લૅંડનાં દારૂનિષેધક મંડળોમાં ભારે ઉહાપોહ થયો. તેને પરિણામે હિંદીસરકારે ૧૯૦૫ માં આના આ જ મુદ્દાઓ પર નીતિ ઘડીને જાહેર કરી, જે આજ સુધી,

૧૯૨૦ માં નવા ફેરફારો થયા છતાં, અર્થતઃ ચાલુ છે. એ નીતિ આ પ્રમાણે હતીઃ—

"પ્રમાણસર પીનારની ટેવમાં વચ્ચે પડવાની હિંદની સરકારની ઇચ્છા નથી. બલ્કે એમ કરવું એને તે પોતાના ધર્મ બહાર ગણે છે; અને માને છે કે આવા લોકની મદ્યની જરૂરિયાત માટે તેણે સવડ કરી આપવી જોઇએ. પરંતુ તેની નિશ્ચિત નીતિ એ છે કે ન પીનાર પીતો ન થાય, અને પીનાર વધારે ન પીએ તે વાસ્તે પ્રયત્ન કરવો. આ નીતિ અમલમાં લાવવા આવકનો ખ્યાલ તદ્દન ગૌણ કરવો.

"આ નીતિનું સારામાં સારું પરિણામ ઉપજાવવા સારુ દારૂ પર કરની રકમ જેટલી મોટી કરી શકાય એટલી કરવી. પણ એ ધ્યાન રાખવું કે એમ કરતાં બિનજકાતી દારૂનું ઉત્પન્ન વધી જઇને વાપર ઘટવાને બદલે વધી ન જાય, અને લોકો દારૂને બદલે નુકસાનકારક માદક લેતા ન થાય અથવા ઓછા નુકસાનકારક દારૂને બદલે વધારે નુકસાનકારક ન પીવા લાગે. એ ધ્યાનમાં રાખીને તેની દુકાનો પણ બને તેટલી ઘટાડવી; અને તેમની જગાઓ, યોગ્ય લાગે તેટલું લોકમતને માન આપવા સારુ તથા પ્રલોભન ઘટે એ દૃષ્ટિથી, અવારનવાર સખત તપાસતા રહેવું. એ પણ નક્કી કરી લેવું કે, જે દારૂ વેચવા રખાય તે સારો હોય અને તબિયતને નુકસાનકારક ન હોય."*

આ લાંબી લાંબી નીતિનો ટૂંકામાં સાર કાઢી અપાય છે કે "ન પીનારને માટે પીવાની લાલચ ઓછામાં ઓછી કરવી અને

* જે નઠારું જ છે તેમાં સારું શી રીતે ખોળતા હશે? અને જે દ[illegible] રીતે નુકસાનનું ઘર જ છે તેમાં તબિયતનો ફાયદો કેવી રીતે ખોળવો? આ તો હિંદી સરકાર જ કરી શકે!

પીનાર વધારે પડતું ન પીએ એવી તજવીજ કરવી. ” આ નીતિનો કાગળ પર હિસાબ રખાય તે સારુ વળી તેને રૂપાંતર કરીને કહેવામાં આવે છે કે, “ કમમાં કમ દારૂના વાપરમાંથી વધુમાં વધુ આવક કરવી ” એ નીતિ છે. પાછળનો અર્ધ ભાગ તો બરાબર પળાયો છે; પરંતુ પહેલો ભાગ પળાયો છે ?

પ્રથમ એ તપાસીએ કે કર વધારવાથી દારૂ ઓછો વપરાય એમ માન્યું છે તે બરાબર છે ? આનો જવાબ સરકારના ‘ઇંડિયા ૧૯૨૮–૨૯’ માં છે કે,

> “ દારૂનો ભાવ બહુ વધારીને તેનો વાપર રોકવાની યુક્તિને અમુક હદ છે, કેમકે એનાથી બિનજકાતી દારૂ વધી જાય છે. ”

પછી,

> “ બિનજકાતી દારૂને હઠાવી કાઢવાને ઇરાદે ( સરકારી ) દેશી દારૂને વધારે સ્વાદુ બનાવવાનાં પગલાં લેવાય છે. ” ( મુંબઈ આબકારી રિપોર્ટ: ૧૯૨૮–૨૯ )

( એને પરિણામે દારૂ પીવાતો રોકાય કે સ્વાદને લીધે વધે એ વિચક્ષણ વાચકને કહેવાની જરૂર નથી. ) એટલે જો ભાવ વધારે છે તો બિનજકાતી દારૂ વધે છે; અને એથી આવક જાય એ આંખમાં આવે છે.

> “ જ્યાં સુધી દેશી દારૂની મોંઘવારીને લીધે, પીનારને પરવડે એવા ભાવે દારૂ મળવો અશક્ય છે ત્યાં સુધી બિનજકાતી દારૂ ગાળવાનું જોર પર આવ્યે જવાનું, અને તેથી દારૂનિષેધવિષયક તો જરાય ફાયદો થનાર નથી. પરંતુ સરકારી આવક તદ્દન વિનાકારણ ગુમાવાશે. ”
>
> ( મુંબઈ રિપોર્ટ: ૧૯૨૮–૨૯ )

હવે બીજી બાજુથી, જો ભાવ ઘટાડે તો તે પોતાની નીતિ-વિરુદ્ધ થાય છે અને પીનારને સગવડ થાય છે.

આમ બેઉ રીતે જોતાં કિંમત વધારીને મદ્યપાન રોકવું અશક્ય થઈ પડ્યું છે. એટલે જે મુદ્દા પર સરકારી નીતિનું મંડાણ છે એ, એના જ કહેવા પ્રમાણે, ખોટો ઠરે છે. આમ હોવા છતાં સરકાર સંપૂર્ણ દારૂનિષેધનો સીધો માર્ગ લેતી નથી.

૧૯૨૨ થી મુંબઈ સરકારે એક બીજો રસ્તો શોધ્યો છે તે ' નિયત પદ્ધતિ '' નો. આ પદ્ધતિ અનુસાર દરેક પીઠાને વેચવા સારુ અપાતો દારૂ નિયત ગૅલનથી વધારે નથી અપાતો, અને એ સંજોગાનુસાર અમુક ટકા ઘટાડતા જવાય છે. આ નીતિમાં એવું બને છે કે નિયત હદથી ઓછો જ દારૂ વપરાય છે.×

આમ થવાથી સરકાર પૂરી હદ સુધીનો વપરાય એના ઇલાજ શોધે છે ! અને પરદેશી દારૂ માટે આવી નિયતિ ન હોવાથી એ છૂટથી ઊપડે છે.* દારૂના ગુના પણ વધે છે. સરકારનો કાયદો મદ્યપાન રોકે નહિ ત્યાં સુધી કાયદાની બારીઓ શોધાવાની એમાં શંકા નથી અને દારૂ પીવાયે જવાવાનો. સરકારને એની આવક ખોવાની. આમ હોવાથી,

" સરકારી દારૂ નિયત પદ્ધતિથી વેચવો કે તેનો ભાવ ચડાવવો—એકેથી ( દારૂનિષેધ અમલમાં લાવવાની )

---

× આંકડા આ પ્રમાણે છેઃ ( પ્રૂફ ગૅલન )

| | નિયતિ | ઉપાડ |
|---|---|---|
| ૧૯૨૨–'૨૩ | ૨૩૮૦૭૪૭ | ૧૭૯૧૮૯૮ |
| ૧૯૨૫–'૨૬ | ૧૮૮૩૮૦૪ | ૧૪૦૫૪૩૭ |
| ૧૯૨૮–'૨૯ | ૧૭૨૫૯૫૯ | ૧૨૩૭૬૩૪ |

* પરદેશી દારૂનો વાપર વધવો એ બીજી બલા છે. જુઓ, એ વિષે પ્રકરણ ૮મું.

મુશ્કેલીઓ ટળનાર નથી. આ ખાતું મારા હાથમાં ત્રણ વર્ષથી છે. તે દરમિયાન મેં પૂરી પ્રામાણિકતાથી સરકારની આબકારી નીતિ અમલમાં મૂકવા પ્રયત્ન કર્યો છે. પણ મારે કબૂલ કરવું જોઈએ કે મને શંકા પડવા લાગી છે કે ઉતાવળાં પગલાં તો નથી ભરાયાં? અને રાખેલો ઇરાદો કાંઇક અંશે પણ સફળ થયો છે ખરો? કે પછી, ખરેખર, થોડા ઊંધી દિશામાં આપણે તો નથી ગયા?"

(મુંબઈ આબકારી નિવેદનઃ ૧૯૨૬–૨૭)

આમ આ નીતિ વિષે સરકારના જ દફ્તરમાંથી આપણને નિષ્ફળતાનાં વાક્યો મળી રહે છે. અને વસ્તુતાએ દારૂનો વાપર વધ્યો છે એ આપણે આગળ જોઇશું. એટલે એ ચોખ્ખું થાય છે કે, કર વધાર્યે જવામાં આવકનો જ ઇરાદો સચવાયો છે, અને હિંદી પ્રજાને નિર્વ્યસની બનાવવાનો તો દંભ જ હતો, એટલું જ નહિ પણ તે પોતાના સંસ્કાર વિરુદ્ધ જઈ વ્યસની થઈ તેની પરવા પણ નથી કરી. ભારે કર નાખવાની નીતિથી એક બીજું મોટું નુકસાન થયું છે તે એ કે ગરીબનો તેથી મરો થયો છે. તે કેવી રીતે એ વિચારતા પહેલાં આ નીતિનાં બીજાં અંગો જોઈ જઈએ.

સરકારે દુકાનો ઘટાડવાની નીતિ રાખી છે. આ બાબતમાં તેણે કાંઈક કરી બતાવ્યું છે તે નીચેના આંકડા પરથી દેખાય છેઃ–

| ઇ. સ. | દુકાનો |
|---|---|
| ૧૯૦૧ | ૧,૦૫,૦૮૦ |
| ૧૯૦૫ | ૧,૧૩,૩૧૨ |
| ૧૯૧૦ | ૯૧,૦૬૬ |
| ૧૯૨૦ | ૬૫,૦૪૬ |
| ૧૯૨૭ | ૫૮,૨૧૯ |

પણ તેનાથી દારૂનો વાપર ઘટ્યો છે એમ તો નથી જ. બલ્કે, તેથી તો વિશિષ્ટ સવડ થવાનો પૂરો સંભવ છે. ધીમે ધીમે

કરીને પ્રથમ તો ૧,૧૩,૩૧૨ જેટલી દુકાનો વધારી દીધી. એમ કરીને લોકોને સારી પેઠે નશાખોર બનાવ્યા. પછી **ધીમે ધીમે ઘટાડો** કરવાથી નશાખોરને તો અગવડ ન પડે: ધીમે-ધીમે ઘટવાથી તે તો ટેવાઈ જાય. સરકારને પણ કશી આવકમાં અગવડ ન આવે. ઉપરાંત ઓછી દુકાનો થવાથી વ્યવસ્થા ને દેખરેખમાં સવડ પડે, ખર્ચ ઓછું આવે. અને જેમ ખેતીમાં નાના નાના આકારો તોડીને મોટા કરવાથી લાભ છે તેમ જ ઠેરઠેર નાની નાની દુકાનો કાઢી નાખી થોકબંધ દુકાનો ખોલવામાં આવે તો સરકારને સવડ અને વેપારીને વિશેષ લાભ. આમ હોવાથી દુકાનોનો ઘટાડો પણ સાફ દાનતથી કર્યો ન જ કહેવાય. ઉપરાંત, એ પણ યાદ રાખવું જોઈએ કે દુકાન ઘટવાથી દારૂના વાપર પર **સીધી** અસર નથી.

વળી દુકાનો ઘટાડવામાં સરકારે પક્ષપાત કર્યો છે એ જોવા જેવો છે. દેશી દારૂની દુકાનો જ ઘટાડી છે. પરદેશી દારૂની દુકાનો ઘટાડવાને બદલે વધારી છે! 'ડીનેચર્ડ' દારૂના ઇજારા ન ગણતાં બાકીના ઇજારાના મુંબઇના આંકડા આ પ્રમાણે છે:—

| ઇ. સ. | દુકાનો |
|---|---|
| ૧૯૨૦ | ૮૫૭ |
| ૧૯૨૩ | ૧૧૪૫ |
| ૧૯૨૬ | ૧૩૩૩ |
| ૧૯૨૮ | ૧૩૯૧ |

અને આખા હિંદુસ્તાનમાં ૧૯૦૫ થી ૧૯૧૯ સુધીમાં ૧૮૧ પરદેશી દારૂની દુકાન વધેલી. એવું જ પરિણામ તાડીની બાબતમાં પણ જોવામાં આવે છે. મુંબઈમાં ૧૯૨૩ સુધીમાં દુકાનોની સંખ્યા ૨૫,૦૮૬ જેટલી હતી. ૧૯૨૮ માં ઘટીને ૧૪,૮૩૧ જેટલી થઈ ગઇ હતી. આને માટે સરકારનો ઉપકાર માનવાને ખાસ કારણ નથી.

આ ઉપરથી ચોખ્ખું દેખાય છે કે સરકારે દેશી દારૂને જ નજરમાં રાખ્યો છે. બીજા માદકના આંકડા પણ આપવામાં નથી આવતા! તેમને માટે સરકારને કશી જ ચિંતા નથી.

નીતિમાં એમ કહ્યું છે કે પ્રલોભન ન વધે એવી જગાએ દુકાનો ખોલવી, અને લોકોનો મત પૂછવો. આ બાબતમાં તો કેટલીય ફરિયાદો આપણે જાણીએ છીએ. કલાલ હરાજીમાં બોલીને દુકાન રાખે છે, એટલે એ એનો સ્વાર્થ સમજે છે. દુકાનની જગા પર વેચાણનો આધાર છે એ તો દરેક વેપારી જાણે છે. અને સરકારને પણ માપસર પીનારને તો પાવો જ છે. એટલે આ વિષે આપણે સારા પરિણામની આશા પણ ન રાખવી જોઈએ.

આટલા પરીક્ષણ પછી દરેકને લાગશે કે સરકારે ગ્રહણ કરેલી નીતિ નિષ્ફળ ગઈ છે. એવી કબૂલાત સરકાર પણ આડકતરી રીતે આપતી જાય છે. મુંબઈ, મદ્રાસ તથા સંયુક્ત પ્રાંતની સરકારોએ સંપૂર્ણ દારૂનિષેધનું ધ્યેય સ્વીકાર્યું છે. અને મદ્રાસે તો પોતાને માટે ૨૦ વર્ષની હદ પણ બાંધી છે; ૧ લાખ રૂપિયા તેના પ્રચારાર્થે ખર્ચ પાડયા છે. ઉપરાંત, સરકારી લેખાંમાં, આબકારી આવક હવેથી ઘટતી ઘટતી શૂન્ય થશે, એમ જ ગણાય છે.× પરંતુ એકદમ આવડી મોટી આવક જતી કરવા તેની હિંમત ચાલતી નથી.† ૧૯૨૦ના સુધારા પછી આબકારી ખાતું પ્રજાકીય પ્રધાનોને આપવામાં આવ્યું છે. પરંતુ આવકને કારણે

× છેકછેલ્લા સરકારી પુસ્તક, સાઇમન રિપોર્ટમાં પણ, એમ ગણીને સરકારની જમાખર્ચવ્યવસ્થા વિચારવામાં આવી છે કે, આબકારી આવક હવે નથી જ મળવાની. જુઓ સાઈમન રિપોર્ટ ભાગ–૨

† દારૂનિષેધના કાયદામાંથી પણ આવક થાય છે! અમેરિકાએ સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કર્યો છે. ત્યાંનો છેલ્લાં નવ વર્ષનો હિસાબ

તેમના પણ હાથ બાંધી લીધા જેવા જ છે. દારૂના પૈસા કેળવણીમાં વાપરવાનો ધારો છે. એટલે જો દારૂ પીવાતો બંધ કરે તો કેળવણીનું ખર્ચ ન નીકળે. નવો કર નાખવાની નામોશી લેવી પડે; અથવા દારૂ પીવાતો ચાલુ રાખવો પડે. આ મુશ્કેલી અંગ્રેજ સરકાર હિંદી પ્રધાનો પર ઓઢાડી દઈ પોતે આ પાપમાંથી છૂટી પડવા માગે છે. આ ઉપરથી એટલું ચોક્કસ દેખાય છે કે બહાદુરીથી દારૂનિષેધનો કાયદો કરીને જ આ અધવચિયા સ્થિતિમાંથી ઊગરી શકાય એમ છે.

---

નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| કુલ ખરચ | ૨૧,૩૧,૭૮,૫૮૫ | ડોલર |
| કર, ગુનાના દંડ વગેરે | ૪૬,૦૫,૦૨,૮૯૨ | ” |
| મળતર આવક | ૨૪,૭૩,૨૪,૩૦૭ | ” |

કાયદો ભાંગનાર જેમ વધારે તેમ દંડ વગેરે વધારે મળે; એટલે કાયદો અમલમાં મૂકવાનું ખર્ચ પોષાય. જ્યારે ભાંગનાર ઘટે ત્યારે ખર્ચ પણ ઘટે. એટલે ખર્ચ ભાગ્યા બીવું ન જોઈએ.

હિંદુસ્તાનમાં કાયદો કરવામાં આવે તો લોકમતની મદદ હોવાથી ભારે ખર્ચ ન કરવું પડે. જે થોડું કરવું પડે એટલું દંડમાંથી તથા કાયદેસર વાપરના કરમાંથી મળી રહે; ન મળી રહે તો વેઠી લેવાય, દારૂનિષેધની કેળવણી ખાતે મંડાય. પરંતુ સરકારને એ અગવડ કદાચ ન હોય. એને તો એ જ અગવડ છે કે કેળવણીનો ખર્ચ પછી ક્યાંથી કાઢવો? એનો ઉપાય ગાંધીજી બતાવે છે, “પરદેશી કાપડ પર જકાત વધારો; લશ્કરી ખર્ચ ઘટાડો; મોટા મોટા પગાર કાપી નાખો.” પણ એ કબૂલ કરવામાં સરકારને ગળે પ્રાણ આવવા જેવું લાગે છે.

સરકારની સંપૂર્ણ દારૂનિષેધ તરફની વૃત્તિ જુદા પ્રકરણમાં તપાસીશું.

## ૬

# ગરીબનો મરો

**" કેટલીક જગાએ સંપૂર્ણ દારૂનિષેધની હિમાયત માત્ર રાજકીય કારણોને લઈને કરવામાં આવે છે. બાકી એ ચોક્કસ બિના છે કે, એની હિમાયતનું મોટા ભાગનું બળ તો, આ દેશમાં મુખ્યત્વે દારૂના વ્યસની છે એવા જે ગરીબ અને અભણ લોકો, તેમને અવશ્ય થનારાં મદ્યપાનનાં નુકસાનમાંથી બચાવવાની શુદ્ધ દયાની લાગણીથી ઊપજે છે."**

( ઇંડિયાઃ ૧૯૨૬–૨૭ )

**" દારૂ એ દૂર કરી શકાય એવી ગરીબાઈનો ઉત્પાદક છે."**

( સર આર્થર ન્યુશોમ એમ. ડી. )

અસહકારની ચળવળ આત્મશુદ્ધિની છે, દરિદ્રનારાયણની સેવાર્થે છે, એમ અનેક વાર આપણને ગાંધીજીએ કહ્યું છે. દારૂથી માણસનો શારીરિક, માનસિક તેમજ આધ્યાત્મિક વિનાશ છે એ બધા જાણે છે. તેનાથી કૌટુંબિક નાશ થાય છે અને પરિણામે પ્રજા અધોગતિને પામે છે એ પણ ઇતિહાસસિદ્ધ વસ્તુ છે. એટલે દારૂનિષેધમાં આત્મશુદ્ધિ છે એ નિઃશંક છે. પરંતુ તેમાં સીધી દરિદ્રનારાયણની સેવા પણ રહેલી છે એ આપણે સમજી લેવું જોઈએ.

આપણે જાણીએ છીએ કે મોટે ભાગે ગરીબ લોક જ બિચારા આ ભયંકર વ્યસનના ભોગ બનેલા હોય છે. કરોડો રૂપિયા

જે એ મદિરાસુરની આરાધનામાં દર વર્ષે આહુત થાય છે એ ગરીબના પેટમાંથી જાય છે. એટલે તેઓ ભૂખે મરે છે એટલુંજ નહિ, પરંતુ પોતાનાં અજ્ઞાન અને લાચારીમાં વિનાશ વહોરે છે, અને અજાણ્યે દેશને બરબાદ કરે છે.

આપણે જોયું કે દારૂમાંથી લગભગ ૨૫ કરોડની સરકારને આવક છે. પરંતુ ગરીબ પ્રજાના ઘરમાંથી કેટલા રૂપિયા જતા હશે તેની કોઇ ગણતરી રાખતું નથી. કર કરતાં ચારગણું ઓછામાં ઓછું પ્રજાને ખરચ પડતું હશે એમ ગણીએ તો હિંદી પ્રજા દર વર્ષે એક અબજ રૂપિયા દારૂમાં ઉડાવી દે છે! આ આંધળો ખરચ છે એટલું જ નહિ પરંતુ વિકરાળ છે. દેશનાં બીજાં ખરચો સાથે સરખાવતાં તે બધાંને ટપી જતો માલમ પડે છે:—

| | કરોડ રૂપિયા |
|---|---|
| દારૂ તાડી વગેરે માદક પદાર્થોનું ખરચ: | ૧૦૦ |
| લશ્કરી ખરચ | ૫૮ |
| મુલકી ખરચ | ૨૩ |
| પોલિસ ખરચ | ૧૨ |
| કેળવણી | ૧૩ |

આ આંકડા ઉપરથી દારૂના ખરચનું ઉડાઉપણું પ્રસિદ્ધ થાય છે. સાથે એ પણ જણાય છે કે, જે દેશ કેળવણી પાછળ ૧૩ કરોડ જ ખર્ચી શકે છે તે દારૂ પાછળ ૧૦૦ કરોડ ખરચે છે! છતાં તેની સરકાર સમાધાનીપૂર્વક રાજ્ય ચલાવ્યે જાય છે!

હવે આવકને હિસાબે આ ખરચ તપાસીએ. હિંદમાં જણ દીઠ વાર્ષિક આવક ૪૬ રૂપિયા ગણાય છે. દરેક જણ દારૂ પીએ છે એમ ગણીને હિસાબ કરીએ તો માથાદીઠ ૪ રૂપિયા માદક પાછળ ખર્ચ પડે. એટલે જણ દીઠ આવકના આઠ નવ ટકા દારૂ તાડી વગેરે પાછળ જ ખરચાય છે એ પરિણામ આવ્યું. જો દારૂ પીવાતો બંધ કરવામાં આવે તો વિના પ્રયત્ને દરેકની આવકમાં

આ ટકા સચવાઈ રહે એ તો ઉઘાડો ફાયદો છે. પરંતુ દારૂના સેતાની પરિવાર—રોગ, વ્યભિચાર, બુદ્ધિભ્રંશ, કુટુંબનાશ, અકાળ મૃત્યુ વગેરે પ્રજામાંથી નાબૂદ થવા લાગે એ તો અમૂલ્ય લાભ ગણાય.

પરંતુ, જે દેશમાં સંસ્કાર તથા ધર્મથી લોકો મોટે ભાગે નિર્વ્યસની છે અને વ્યસની તો જૂજ લોક જ છે, ત્યાં ઉપર ગણી એવી સરેરાશ અન્યાયી લેખું ગણાય. બ્રિટિશ હિંદની વસ્તીના ૨ ટકા વ્યસની છે એમ ગણી લઈએ તો ખોટું નથી. એ પ્રમાણે ૫૦ લાખ પીનાર થયા. એમના ઉપર દારૂનો એક અબજ રૂપિયાનો ખરચ ફાળવીએ તો જણ દીઠ ૨૦૦ રૂપિયા આવે. ઔષધ તથા ઉદ્યોગમાં વપરાતા દારૂ ખાતે ૧૦૦ રૂપિયા જતા કરીએ તોપણ દરેક પીનાર દર વર્ષે ૧૦૦ રૂપિયા દારૂ પાછળ વાપરે છે એમ નક્કી થાય. અને આવડી મોટી રકમ દેશના ગરીબ લોક જ ખરચે છે અને કોઈ તેમને રોકતું નથી, એ જાણીને તો ગભરાટ જ છૂટે છે.

એમ વિચાર આવે છે કે ૧૦૦ રૂપિયા દારૂ પાછળ ખરચનારનું કુટુંબ શું ખાતું પીતું હશે ! 'બૉમ્બે ક્રોનિકલ'માં એક લેખકે ગણતરી આપી છે તે જાણવા જેવી છેઃ—

| | કરોડ |
|---|---|
| મજૂર તથા ખેડૂતની કુલ આવક, ગણો | ૧૦૦૦ |
| તેમનું કુલ દેવું, ગણો, | ૮૦૦ |
| એટલે એનું ૧૨॥ ટકા લેખે વ્યાજ, | ૧૦૦ |
| દારૂનો ખરચ તેમનો, ગણો, | ૭૫ |
| અંદાજથી બીજા કર પેટે ભરે | ૩૦૦ |
| એટલે મજૂરખેડૂતવર્ગ પાસે બચત રહેશે | ૫૨૫ |

એટલે જણુ દીઠ ૨૫ રૂપિયા માંડ બચે. એમાંથી ખાવા પીવાનો, પહેરવા ઓઢવાનો, તથા બીજો બધો ખરચ કાઢવાનો!

જેલનાં સરકારી નિવેદન જોતાં મળી આવે છે કે કેદી દીઠ સામાન્ય રીતે ૬૦ રૂપિયા વર્ષે **ખાધાખર્ચ** આવે છે. કપડાં વગેરેનું ખર્ચ જુદું. એટલે જેલનો ખોરાક ખાતાં પણ—અને તે કેવો પૌષ્ટિક હોય છે તે તો હવે બધા જાણે છે—ખેડૂત મજૂરને પેટપૂરતું ન મળે. નાસ્તા સાથે ગણતાં કેદીની ત્રણ ટંકોમાંથી તેને એક જ ટંક ખાવાનું મળે એ ચોખ્ખો હિસાબ દેખાય છે.

હવે જ્યાં જૂજ લોક ન પીનારા, બાકી બધા જ પીનારા છે એવા દેશનો દાખલો લઈએ. ઇંગ્લૅંડમાં જણ દીઠ આવક ૧૩૦૦ રૂપિયા ગણાય છે. સરકારી આબકારી આવક કરતાં ચારગણું દારૂનું ખર્ચ ગણતાં જણ દીઠ ૧૫૦ રૂપિયા દારૂનું ખર્ચ આવે છે. ઉદ્યોગો તથા દવામાં વપરાતા દારૂનું ખર્ચ અર્ધોઅર્ધ બાદ કરીએ તો જણ દીઠ ૭૫ રૂપિયા ખર્ચ ગણાય. એટલે હિંદના ૧૦૦ રૂપિયાના કરતાં ઓછું આવ્યું! અને આવક સરખાવો તો હિંદ કરતાં લગભગ ૩૦ ગણી! ખરેખર, હિંદુસ્તાનમાં લોકો ભૂખે મરીને જ દારૂ પીએ છે, અને છતાં સરકાર કહે છે કે હિંદમાં દારૂનો પ્રશ્ન ચિંતાજનક નથી!

શહેરોમાં દારૂની બદી કાંઈક છે એમ સરકાર કહે છે. આંકડા જોતાં દેખાય છે કે શહેરોમાં ગામડાં કરતાં કેટલાય ગણો દારૂ વપરાય છે. તે નીચેના કોઠા પરથી જણાશેઃ—

## ( મુંબાઈ ઈલાકો )

### લાખ વસ્તી ઉપરનાં શહેરો

| વર્ષ | વસ્તી | ગેલન વાપર | જણ દીઠ કેટલો થયો |
|---|---|---|---|
| ૧૯૨૭–૨૮ | ૩૧,૪૨,૬૪૪ | ૭,૩૭,૬૭૫ | ૧૧–૩ ડ્રામ |
| ૧૯૨૮–૨૯ | ,, | ૬,૭૨,૫૪૯ | ૧૦–૩ ડ્રામ |

### શહેરો સિવાયના વિભાગ

| વર્ષ | વસ્તી | ગેલન વાપર | જણ દીઠ કેટલો થયો |
|---|---|---|---|
| ૧૯૨૭–૨૮ | ૧,૨૮,૬૯,૬૯૮ | ૫,૩૮,૬૮૦ | ૨. ડ્રામ |
| ૧૯૨૮–૨૯ | ,, | ૫,૬૫,૦૮૫ | ૨.૧ ડ્રામ |

એટલે ગામડાંમાં ચારગણી વસ્તી હોવા છતાં દારૂ ૨ લાખ ગેલન શહેરોથી ઓછો વપરાય છે. જણ દીઠ દારૂને હિસાબે તો પાંચગણા ઉપર દારૂ પડે છે.

હવે અમદાવાદ શહેર અને તે બાદ કરતાં અમદાવાદ જિલ્લાના આંકડા જોઈએ.

### ઈ. સ. ૧૯૨૮ માં

| | વસ્તી | વાપર ગેલન | જણ દીઠ ડ્રામ |
|---|---|---|---|
| શહેર | ૩,૧૨,૫૮૫ | ૪૮,૦૨૪ | ૭.૪ |
| જિલ્લો | ૫,૭૮,૩૨૫ | ૫,૩૭૧ | ૦.૪ |

એટલે અમદાવાદ શહેરમાં બાકી રહેલા જિલ્લાના કરતાં વસ્તી ઓછી હોવા છતાં નવગણો દારૂ વપરાય છે. અને જણ દીઠ ગણીએ તો ગામડામાં એક જણ જેટલો પીએ તેના કરતાં શહેરમાં ૧૯ ગણો દારૂ પીએ છે.

આ આંકડા દેશી દારૂના જ છે. પરદેશી દારૂ મોટે ભાગે શહેરોમાં જ વપરાય છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. અને હવે મજૂર લોક પણ એ પીવા લાગ્યા છે એ આપણે આગળ જોઈશું એટલે શહેરોમાં દારૂનો ત્રાસ જ છે એમ ચોખ્ખું દેખાય છે.

શહેરોનું કંટાળાભરેલું જીવન, કારખાનાંની ગીચોગીચ ભરેલી કામ કરવાની જગા, મગજ ખાઈ જાય એવું એકનું એક નીરસ કામ, કૂતરાની બોડ જેવાં મજૂરોનાં ઘર, સભ્ય શિષ્ટ સમાજ સાથેની તેમની અલગતા અને સમાજની ઉપેક્ષા—આ બધું જોતાં શહેરમાં વસતા મજૂરોની તો લાચારી જ માનવી જોઈએ. આવી દુર્દશામાં રહેતા મજૂરોને એમાંથી મોકળાશ મેળવવા દારૂ અને બીજા માદક પદાર્થો ઇલાજરૂપ થઈ પડે છે; એટલે તેઓ એને ઝંખ્યા જ કરે છે. દારૂની દુકાન તો, સરકારની કૃપાએ, પાસે ક્યાંક હોય છે જ. જોડે વેશ્યાવાડો ન હોય તો સારું, કેમકે એવી જગામાં પણ દારૂનાં પીઠાં ખોલ્યાનો દાખલો છે. આમ તેમનું જીવન પશુવત થઈ જાય છે.

બીજી બાજુથી સરકારની ભારે કર દ્વારા વ્યસન રોકવાની નીતિ તેમને ચૂસી જ નાખનારી નીવડે છે. વ્યસની માણસ કશા જ ભાન વિના તેના વ્યસનમાં રાચ્યાં કરે છે એ જગતભરમાં બનતું આવ્યું છે. એટલે ભાવ વધારીને વ્યસન રોકવાની વાત તો મૂર્ખાઈ જ છે. તેમાંય દારૂનું તો એવું છે કે તેની અસર મુખ્યત્વે બુદ્ધિ ઉપર થાય છે. એટલે દારૂડિયા પાસેથી ભાવને કારણે રોકાવા જેટલા વિવેકની આશા રાખવી ફોગટ છે. આને

લીધે સરકારી નીતિનું પરિણામ એટલું જ આવે કે પીનાર તો જવલ્લે જ ઘટે. પરંતુ ગરીબ લોક પાસેથી કર રૂપે ભારે રકમો મળે. પૈસાદાર પીનારા—અને તેવા તો હિંદમાં થોડા છે—પીએ તો પણ ભારે કર તેમને ન અડે. પણ ગરીબને તો તેનાં બાળકોનાં મોંમાંથી રોટલો કાઢીને જ કર ભરવો પડે એવી સ્થિતિ થાય. એથી સરકારની વધારે ને વધારે કર નાખવાની નીતિનો અર્થ એ થાય છે કે, ગરીબને માંડ પેટિયું પણ નથી મળતું તેમાંથી વધારે ને વધારે ભાગ તેણે દારૂ પાછળ ખરચતા જવું જોઈએ. અથવા તો છાનોમાનો દારૂ ગાળવો જોઈએ અને જેલમાં જવું જોઈએ. બેઉ રીતે તેનો અને તેના કુટુંબનો તો મરો જ છે.

આ સ્થિતિમાંથી જો ગરીબને બચાવવો હોય તો સચોટ ઉકેલ એ નથી કે તેને સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરીને રોકવો જોઈએ? પરંતુ સરકારને તો ગરીબને દારૂથી જે ખુવાર થવાનો હક મળ્યો છે તે સાચવવો છે. છતાં બહુ દબાણ કરીએ તો તે કહે છે, " દારૂ આપોઆપ બંધ થાય તો અમે વાંધો નથી લેવાના. પીનારા ન પીએ તો આપોઆપ તે બંધ થશે. " પ્રજા આગળ પીઠાં ખુલ્લાં રાખવાં છે, પીનારને સમજાવવા આવનારને ગુનેગાર ઠરાવવા છે: છતાં આશા રાખવી છે કે પ્રજા આપોઆપ સુધરી જશે! સરકાર આ ગરીબનો મરો રોકનાર નથી, પ્રજાએ જ તે રોકવો જોઈશે. તો જ ગરીબનો મરો થતો અટકશે. અને ગરીબ બચશે તો જ હિંદુસ્તાન બચે એમ છે.

## ૮

# દારૂનો વાપર

**“ એમાં શંકા નથી કે દારૂનો વાપર વધતો જાય છે, પાદરી સહિત બિનઅમલદાર લોકો બધા જ એમ માને છે; અને મને લાગે છે કે અમલદારવર્ગ પણ કાંઈક અંશે માને છે.”**

( શ્રી. ગોખલે–૧૮૯૦ )

**“ જ્યાં જ્યાં, કેટલા ગેલન દારૂ વપરાયો છે એના તથા આવકના રૂપિયાના આંકડા મળ્યા છે ત્યાં ત્યાં ગણી જોતાં માલમ પડ્યું છે કે દર ૧૦૦ ટકા રૂપિયાની આવક વધવા સાથે ૭૦ ટકા દારૂના વાપરનો વધારો થયો છે.”**

( ઍંગ્લો–ઇંડિયન દારૂનિષેધ મંડળનું નિવેદન : ૧૮૯૬–૯૭ )

દારૂનો વાપર વધવાથી કે કર વધવાથી કે બીજાં કારણોથી – શાનાથી આવકનો આંકડો વધે છે એ પ્રશ્નનો ઝઘડો સરકાર અને પ્રજા વચ્ચે ચાલતો આવેલો છે. સરકાર કહે છે કે કરનો દર વધવાથી તથા આબકારી ખાતાની વ્યવસ્થા સુધરવાથી આવક વધે છે. સાથે એટલું કબૂલ કરે છે કે, રાજકર્તાઓના બુદ્ધિહીન અનુકરણને લઈને તથા નવા જમાનાના પવનને લીધે જૂની દારૂનિષેધક રૂઢિ શિથિલ થવાને કારણે; તેમ જ ગામડાં ભાંગીને વસ્તી શહેરમાં આવવાથી તથા પ્રજાની સ્થિતિ સુધરવાને કારણે વિશેષ દારૂ પીવાતો થયો છે ખરો. લોકપક્ષ પણ એ જ કહે છે કે, દારૂ વ્યવસ્થિત મળતો રહેવાથી અને નવી કેળવણીના પવનને લીધે ન પીનારા પણ પીતા થયા છે. દારૂનિષેધના સંસ્કારો નબળા

પડવા લાગ્યા છે. પરિણામે દારૂનો વાપર વધ્યો છે. કર વધવા માત્રે દારૂની આવક વધી છે એમ નથી; ઊલટું આવક વધારવા સારૂ, વધતા વાપર સામે આંખ આડા કાન કરવામાં આવ્યા છે.

આ ઝઘડો તપાસવા આપણે દારૂના વાપરના આંકડા તપાસવા જોઈશે. આખા હિંદના ભેગા આંકડા કાઢવામાં આવતા નથી. એટલે મુંબઈ ઇલાકાના ( સિંધ સિવાય ) આંકડા લીધા છે. પરદેશી દારૂના આંકડા આખા બ્રિટિશ હિંદના છે.

**દેશી** દારૂ ( મુંબઈ ઇલાકામાં )

| | લંડનપ્રૂફગૅલન વાપર | આગલા વર્ષથી થયેલો ફેર |
|---|---|---|
| ૧૯૦૧–૨ | ૧૭,૧૭,૭૭૫* | |
| ૧૯૦૮–૯ | ૨૩,૨૪,૩૧૯ | + ૬,૦૬,૫૪૪* |
| ૧૯૧૩–૧૪ | ૨૪,૫૬,૫૮૨ | + ૧,૩૨,૨૬૩ |
| ૧૯૧૮–૧૯ | ૨૪,૭૧,૯૯૨ | + ૧૫,૪૧૦ |
| ૧૯૨૦–૨૧ | ૨૬,૧૪,૭૮૯ | + ૧,૪૨,૭૯૭ |
| ૧૯૨૧–૨૨ | ૨૧,૦૧,૩૫૬ | − ૫,૧૩,૪૩૩ |
| ૧૯૨૨–૨૩ | ૧૭,૯૧,૮૯૮ | − ૩,૦૯,૪૫૮ |
| ૧૯૨૫–૨૬ | ૧૪,૦૫,૪૩૭ | − ૩,૮૬,૪૬૧ |
| ૧૯૨૮–૨૯ | ૧૨,૩૭,૬૩૪ | − ૧,૬૭,૮૦૩ |

**પરદેશી** દારૂ ( આખા દેશમાં )

| | પ્રવાહી ગૅલન |
|---|---|
| ૧૯૦૧–૨ | ૪૯,૬૧,૧૫૬ |
| ૧૯૧૧–૧૨ | ૫૭,૧૮,૧૩૭ |
| ૧૯૨૩–૨૪ | ૪૩,૭૧,૯૦૧ |
| ૧૯૨૭–૨૮ | ૬૨,૦૭,૩૪૩ |

* સિંધનો ભેગો આંકડો છે. બાકીના સિંધ બાદ કરીને ઇલાકાના છે. એટલે જે ફેર જણાવ્યો છે તે એથી પણ વધારે હોવો જોઈએ. ( + ) એટલે વધારો, ( − ) એટલે ઘટાડો.

તાડી ( મુંબઈ ઇલાકામાં )

| | ગેલન | | ગેલન |
|---|---|---|---|
| ૧૯૦૮—૯ | ૬૩,૪૭,૦૨૯ | ૧૯૨૧–૨૨ | ૯૯,૪૯,૮૭૯ |
| ૧૯૧૩–૧૪ | ૮૯,૩૯,૦૪૩ | ૧૯૨૨–૨૩ | ૧,૨૭,૯૨,૫૯૧ |
| ૧૯૧૮–૧૯ | ૧,૨૮,૩૬,૬૭૫ | ૧૯૨૩–૨૪ | ૧,૩૧,૮૬,૬૩૨ |
| ૧૯૨૦–૨૧ | ૧,૨૫,૬૨,૭૫૧ | ૧૯૨૫–૨૬ | ૧,૨૮,૬૫,૮૬૨ |
| | | ૧૯૨૮–૨૯ | ૧,૧૧,૨૯,૬૦૪ |

દેશી દારૂની બાબતમાં, ૧૯૨૧ સુધી તો આપણે જોઈએ છીએ કે એકધારો વધારો ચાલ્યો આવે છે. પછી ૧૯૨૧ ની દારૂનિષેધની ચળવળ અને તેને અંગે સરકારમાં થયેલા ખળભળાટ વગેરેને લીધે એકદમ ઘટાડો ચોખ્ખો માલમ પડે છે. ૧૯૨૧ પછી સરકારે નિયત પદ્ધતિ અંગીકાર કરી છે. પણ એથી " આ વધારે નિર્વ્યસનીપણાનું સૂચક કોઈ પણ રીતે નથી." કેમકે બીજી બાજુએ તેનો બદલો વધારે પરદેશી દારૂ અને તાડીમાં વાળી લેવાયેલો ચોખ્ખો માલમ પડે છે અને બિનકાયદે પીવાવાનું પણ વધ્યું છે. દારૂ અને તાડી ત્રણેનો સરવાળો કરી જોઈએ તો,

| | ગેલન |
|---|---|
| ઇ. સ. ૧૯૨૩–૨૪ | ૧,૯૨,૬૬,૬૫૧ |
| ઇ. સ. ૧૯૨૭–૨૮ | ૧,૯૮,૧૦,૨૦૦ |
| ∴ વધારો | ૫૪૩૫૪૯ |

એટલે સરવાળે વ્યસન વધેલું છે એ દીવા જેવું માલમ પડે છે. ઉપરાંત દારૂને બદલે ગાંજો પીવાવા લાગ્યો છે અને તે સોંઘો પડવાથી વ્યસન વધે છે એનો ઉલ્લેખ આબકારી નિવેદનમાંથી (૧૯૨૬–૨૭) મળી આવે છેઃ—

" આ વધતી જતી બલા તપાસવા પાછળ મેં ઠીકઠીક વખત ગાળ્યો. મેં જોયું કે દક્ષિણમાં પહેલાં જ્યાં એક બદીખોર હતો ત્યાં આજ દસ થયા છે......દારૂની જગા ગાંજો લેતો જાય છે. "

આ તો સરકારી દારૂને વિષે થયું, પરંતુ બિનજકાતી દારૂનો વાપર પણ, તેના નોંધાયેલા ગુના પરથી જોતાં, વધતો જતો લાગે છે:—

| | ગુના | પ્રતિવર્ષ વધારો |
|---|---|---|
| ૧૯૨૦–૨૧ | ૨,૬૨૯ | |
| ૧૯૨૩–૨૪ | ૩,૮૮૦ | + ૨૫૧ |
| ૧૯૨૬–૨૭ | ૫,૪૧૬ | + ૧૫૩૬ |
| ૧૯૨૮–૨૯ | ૫,૭૪૯ | + ૩૩૩ |

એક બીજું પરિણામ પણ લક્ષમાં લેવાની જરૂર છે. મદ્યાતિરેકના ગુનાનો ઘટાડો ધ્યાન ખેંચે એવી વસ્તુ છે:—

| | | પ્રતિવર્ષ ફેર |
|---|---|---|
| ૧૯૨૦–૨૧ | ૬૫૪૦ | |
| ૧૯૨૩–૨૪ | ૩૭૬૨ | – ૨૭૭૮ |
| ૧૯૨૬–૨૭ | ૩૪૪૦ | – ૩૨૨ |
| ૧૯૨૮–૨૯ | ૩૦૯૯ | – ૩૪૧ |

આ ઘટાડો જો બરાબર નોંધેલો હોય તો તે સારો કહેવાય. પરંતુ વાપરના વધારા સાથે મદ્યાતિરેકનો ઘટાડો વિચારીએ તો એ નિશ્ચય પર આવવું પડે છે કે, દારૂના વ્યસનીની સંખ્યા વધતી જાય છે. એટલે એક બાજુ અતિપાન ઘટે છે એ સારી વાત છે, પરંતુ કુલ વાપર વધે છે; એટલે દારૂ પીનાર વધારે થયા છે એ અવશ્ય માનવું જોઈએ. એ તો વધારે ખરાબ કહેવાય.

હિંદમાં દારૂનો વાપર જૂજ છે, એમ દુનિયાને દેખાડીને ફોસલાવવા સારુ સરકારે આંકડાની એક જાળ ગોઠવેલી છે. તે એ છે કે, માથાદીઠ દેશી દારૂના વાપરનો આંકડો ગણવામાં આવે છે, અને પછી દેખાડવામાં આવે છે કે, જુઓ, દારૂ ઓછો પીવાવા લાગ્યો છે કે નહિ? જેમકે, નીચેના આંકડા:—

| | જણુ દીઠ ડ્રામ |
|---|---|
| ૧૯૨૦–૨૧ | ૭.૮ |
| ૧૯૨૩–૨૪ | ૫.૧ |
| ૧૯૨૬–૨૭ | ૩.૯ |
| ૧૯૨૮–૨૯ | ૩.૭ |

અને આટલો દારૂ એક જણ પીએ તે યુરોપના વ્યસની દેશાને હિસાબે કાંઈ જ ન લેખાય. એથી યુરોપી પ્રજાને અને, ખાસ ઇંગ્લૅંડને પટાવવામાં આવે છે કે, હિંદમાં દારૂનું ભારે વ્યસન નથી, એટલે કાંઈ કરવાપણું નથી રહેતું.

પણ એ આંકડો ખરી રીતે જોતાં ભ્રામક છે. દરેક દેશમાં ઉંમર અને જાતિને ધ્યાનમાં લઈએ તો બાળક, સ્ત્રી વગેરે બધાં જ વ્યસની ન ગણી શકાય. એટલે બધાને સરખા ગણીને આંકડો કાઢવો એ ભુલાવામાં પડવા બરાબર છે. આ તો સામાન્યતઃ વ્યસની દેશો માટે પણ છે. તેમાંય હિંદમાં વ્યસની જૂજ જ છે ત્યાં આમ ગણવું એ તો જોનારની આંખમાં ધૂળ નાખવા જેવું જ છે એમ માનવું પડે છે. સરકારી નિવેદનમાં આ છેતરપિંડી કરવામાં આવે છે તેથી સાવધ રહેવું જોઈએ. ખરી સ્થિતિ શી છે તે આપણે જોઈ છે. એ સ્થિતિ સરકારને ન જોવી હોય તો ન જુએ. પ્રજાએ તો સાચી સ્થિતિ ઊંડા ઊતરીને જોવી જોઈએ.

સરકાર તાડીના વાપર વિષે તો જરાય ચિંતા ન કરતી હોય એમ લાગે છે. તે સોંઘી હોવાથી પારવિનાની પીવાય છે એ આંકડા પરથી જોઈ શકાય છે. અને એને પીનાર ગરીબ લોક જ છે એ બીજું ભયંકર લક્ષણ છે. સરકારની આવકની દૃષ્ટિએ દારૂને હિસાબે, તાડી કાંઈ વિસાતમાં ન ગણાય. ૧૯૨૮–૨૯ માં

| | | |
|---|---|---|
| દારૂમાંથી | ૨,૦૭,૭૭,૧૭૧ | રૂપિયા |
| તાડીમાંથી | ૪૫,૭૨,૮૭૮ | રૂપિયા |

એટલે સરકાર તેની પરવા ન કરે, પરંતુ તેના ઉપયોગથી ગરીબ પ્રજાનો જે નાશ થાય છે એ અમાપ છે. પ્રજાએ તે તરફ દુર્લક્ષ કરવું પાલવે તેમ નથી.

૯

# પરદેશી દારૂ

દારૂમાત્ર ત્યાજ્ય છે, તે પરદેશી હો કે દેશી હો. એટલે આ લખાણ પરથી કોઈએ એ વિષે શંકા આણવાની ભૂલ ન કરવી. અહીં પરદેશી દારૂ વિષે ખાસ લખવામાં આવે છે એનું કારણ એ છે કે, તે વિષેની સરકારી નીતિ અને તેનાં પરિણામ વિશેષ ભયંકર છે. બીજું, ધોળી પરદેશી બીડીની જેમ પરદેશી દારૂની પ્રતિષ્ઠા જામે તો નવાઈ નહિ. અને પરદેશી દારૂ શીશીબંધ વેચાય છે, એટલે લોકો ઘરોમાં રાખી શકે. એથી તો આ અનિષ્ટ ઘરમાં પણ ઘૂસી જવાની પૂરી ભીતિ છે. વળી હિંદમાં પણ આવી જાતના દારૂ બનાવાય છે અને લોકોને તેનો સ્વાદ લાગતો જાય છે. આવાં વિશેષ ભયંકર પરિણામો વિષે પ્રજાએ જાગ્રત થવાની જરૂર છે

## સરકારની નીતિ

પરદેશી દારૂમાંથી મુખ્ય આવક તેના પર લેવાતી બંદરની જકાત છે. આ જકાત હિંદી સરકારને મળે છે. એની રકમ બીજી જકાતી રકમો ભેગી નાખવામાં આવે છે. દેશી દારૂ, તાડી, અફીણ આદિ માદકોની આવક પ્રાંતીય સરકારો પાસે રહે છે અને તેનો આંકડો જુદો રાખવામાં આવે છે. આવી વ્યવસ્થામાં કદાચ સરકારી નાણાંખાતાને અનુકૂળતા હશે એમ માની લઈએ, પરંતુ દારૂનિષેધની દૃષ્ટિએ એમાં દોષ છે. પરદેશી દારૂની આવક જુદી

ખતવાતી હોવાથી પ્રજાને તે વિષે શરતચૂક થયા કરે એ બનવાજોગ છે. વડી સરકાર પણ તેને બીજી જકાતોની જેમ નિર્દોષ માન્યા કરે તો નવાઈ નહિ. ૧૯૨૮-૨૯ ના 'ઇંડિયા' માં જોતાં આ આવક વિષે આટલો જ ઉલ્લેખ જોઈને એ ભીતિ સાચી લાગે છેઃ—

" હિંદી સરકારને બહારથી આયાત થતો દારૂ, જેમાંથી મળતી જકાત આ દેશની વડી સરકારની **આવક-માં ઉપયોગી ફાળો આપે** છે, તેના સિવાય બીજા દારૂના વાપર સાથે હવે **સીધો લેવાદેવા નથી.** "

(મોટા અક્ષર મૂળમાં નથી.)

એટલે આ ઉપયોગી ફાળાને એ કેમ જતો કરે ? ઊલટું એમ બને કે એ સરકારોના કામના વિભાગના ગોટાળામાં પરદેશી દારૂ અનિયંત્રિત રીતે વપરાયા કરે. જેમ વડી સરકારને બીજા દારૂની સીધી લેવાદેવા નથી, તેમ જ પ્રાંતીય સરકારોને પરદેશી દારૂની સાથે સીધી લેવાદેવા ન હોય એ ઉઘાડું છે. એથી તો મુંબઈ ઇલાકામાં, જ્યાં દેશી દારૂનો વાપર નિયત કરવામાં આવે છે અને પ્રતિવર્ષ ઘટાડતા જવાય છે, ત્યાં પરદેશી દારૂ અનિયત રહેલો છે ! અને હિંદી સરકારને તો ઉપયોગી ફાળાની રકમથી સંતોષ છે, એ ઉપરના વાક્યમાં આપણે જોયું.

## દેશમાં બનતો પરદેશી દારૂ

પરદેશી દારૂ આપણા દેશમાં બનાવવાનાં પણ કારખાનાં નીકળ્યાં છે. તે દારૂને પણ આયાત થતા દારૂની જેમ ગણવામાં આવે છે. મુંબઈ ઇલાકાના આંકડા જોતાં તેનો વાપર વધતો જતો જણાય છેઃ—

( ગેલન )

| | સ્પિરિટ : આસવ | મૉલ્ટ દારૂ |
|---|---|---|
| ૧૯૨૪-૨૫ | ૫૩૬૬ | ૨૧૫૮૦ |
| ૧૯૨૬-૨૭ | ૩૫૨૫૧ | ૪૪૪૦૩ |
| ૧૯૨૮-૨૯ | ૪૭૬૭૫ | ૩૬૪૨૦ |

એટલે આવક પણ વધે. એનો લોભ પણ વધે. એથી પંજાબમાં સરકારે જકાતનો સામાન્ય દર રૂા. ૨૧–૪–૦ થી ઘટાડીને રૂા. ૧૭–૮–૦ કર્યો છે. એથી એની મેળે એનું એ પરિણામ આવ્યું છે કે આવક વધી અને વાપર પણ વધ્યો. ઉપર સૂચવેલી અનિયંત્રિતતાનો આથી બીજો શો પુરાવો જોઇએ ?

હિંદી સરકારે કહેવા પૂરતી તો પરદેશી દારૂ વિષેની પોતાની નીતિ જાહેર કરી રાખી છે કેઃ—

> "આ દારૂને વાપરવા ટેવાયલા એવા ગોરાઓ, પારસીઓ વગેરે વર્ગો માટે જ તે હોય. દેશી પ્રજામાં તેને વપરાશની વસ્તુ થવા દેવાની સરકારની નીતિ નથી."

છતાં, એક અંગ્રેજ પાદરીએ જણાવ્યું છે તેમ,

> "હિંદમાં પરદેશી દારૂ આયાત કરવામાં આવે છે તેનો અર્ધ કરતાં મોટો ભાગ હિંદવાસીઓ વાપરે છે એ સત્તાવાર ગણતરી ઉપરથી દેખાય છે કે......"

## આયાતમાં વૃદ્ધિ

આયાત જોઈએ તો તેમાં રાક્ષસી વધારો માલૂમ પડે છે. એટલો બધો વધારો સિદ્ધ કરી આપે છે કે ગોરા તથા પારસી ઉપરાંત બીજા વર્ગો પણ તે પીએ છે. વધારો આ પ્રમાણે છેઃ–

| વર્ષ | ગેલન | ટકા વધારો |
|---|---|---|
| ૧૮૭૫–૭૬ | ૭,૦૧,૧૧૭ | |
| ૧૯૦૪–૦૫ | ૧૨,૯૭,૬૧૧ | ૮૫ |
| ૧૯૨૭–૨૮ | ૬૨,૦૭,૩૪૩ | ૫૦૦ |

આ વધારા સાથે સરકારના 'ઉપયોગી ફાળામાં' પણ ઉમેરો થતો જ જાય એ દેખીતું છે. ૧૯૨૭–૨૮ માં હિંદી સરકારને પરદેશી દારૂની જકાત પેટે રૂા. ૨,૫૫,૯૮,૬૨૭ મળ્યા હતા.

## ગરીબલોક વાપરે છે

મુંબઈ સરકારની દેશી દારૂ વિષે એવી નીતિ છે કે, એના ઉપર બને તેટલો મોટો કર નાખવો અને તેના વાપરને નિયત રીતે ઘટાડતા જવું. એને પરિણામે દારૂ મોંઘો પડે છે. અમુક વિલાયતી દારૂ કરતાંય મોંઘો પડે છે. તેથી શહેરોમાં જ્યાં વિલાયતી દારૂ મોટે ભાગે વપરાય છે ત્યાં ગરીબ લોક પણ તેને સસ્તો જોઈને પીવા લાગ્યા છે. સરકારી નિવેદનો તેનો પુરાવો આપે છે:— ( મોટા અક્ષર મૂળમાં નથી )

> "એમાં શંકા નથી કે શહેરોમાં દેશી દારૂના ઘટાડાનો બદલો **સોંઘા પરદેશી** દારૂથી વાળી લેવાય છે."
>
> ( મુંબઈ આબકારી નિવેદનઃ ૧૯૨૭–૨૮ )
>
> "( દેશી દારૂનો વાપર ઘટવાનાં કારણો )......મોટા ભાવ અને પીનાર વર્ગોમાં **સોંઘા** 'બીર' અને 'સ્પિરિટ'નો **વધતો જતો સ્વાદ...**" ( સદર : ૧૯૨૮–૨૯ )

એટલે આ દારૂ સોંઘો છે એટલું જ નહિ પણ સ્વાદુ પણ છે. આમ બેઉ રીતે પ્રલોભન મળવાથી અનિયત ઉપયોગની છૂટ હોવાથી આપણને તે કયાં લઈ જઈને ઊભા રાખશે એ વિચારતાં થરથરાટ છૂટે છે

અને આ પરદેશી દારૂથી થતો આર્થિક સ્રાવ બીજી બલા છે. મોટા ભાગનો દારૂ ઇંગ્લૅંડથી આવે છે. એનો વેપાર આજકાલ કરોડોનો થઈ પડેલો છે. ( સરકારી આંકડાના પુસ્તકમાં ખાનગી વેપારીની આયાત રૂ. ૩,૬૬,૯૯,૦૦૦ ની આપેલી છે. સરકારી આયાત આ ઉપરાંત ગણવી જોઈએ. ) એટલે સ્વરાજમાં એ વેપાર પર પ્રતિબંધ પડવાને ભયે જેમ બીજા વેપારીઓ કરે છે તેમ આ લોકો પણ સ્વરાજ્યનો વિરોધ કરવાના જ. પાર્લામેંટમાં તો વેપારીઓ જ ફાવે છે એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ.

## ઇજારાની સંખ્યા

દેશી દારૂની દુકાનો ઘટાડીને સરકાર દારૂનિષેધનાં પગલાં ભર્યાનું અભિમાન ધરાવે છે. પરંતુ આ પરદેશી દારૂના ઇજારાની સંખ્યા જુદી ગણી બતાવવામાં નથી આવતી. એટલે નીચેનું પોલ ઢંકાઇ રહે છેઃ—

| વર્ષ | ઇજારા |
|---|---|
| ૧૯૨૦ | ૮૫૭ |
| ૧૯૨૩ | ૧૧૪૫ |
| ૧૯૨૬ | ૧૩૩૭ |
| ૧૯૨૮ | ૧૩૯૧ |

આમ પીવા માટે સવડો પણ વધતી જાય છે. સરકાર હરેક રીતે આ દારૂ બાબત બેદરકાર રહેલી લાગે છે, અને દારૂ પોતાનું કામ છાનોમાનો કર્યે જ જાય છે. દરેક રીતે જોતાં, ખરેખર, આ પરદેશી દારૂનો પ્રશ્ન ભયંકર છે.

१०

## સંપૂર્ણ દારૂનિષેધ અને સરકાર

**"કહે છે કે પાર્લામેન્ટનો કાયદો આપણને નિર્વ્યસની નહિ બનાવી શકે. આવી નાની નાની, અવડ પડી રહેલી વાસી, ચાલાકીની અને અચોક્કસ લોકોક્તિઓનો મને તિરસ્કાર છે. અવિચારી લોકો એવી વાતો ઉડાવે છે અને મૂર્ખ લોકો એને માને છે. હું કહું છું કે, દુનિયામાં બધે જ અનુભવ છે;—પછી એ અનુભવ જોવા તમે ગમે તે બાજુ જાઓ એની મને પરવા નથી—ઉત્તર જાઓ, દક્ષિણ જાઓ; પૂર્વ જાઓ, પશ્ચિમ જાઓ. તમારા સામ્રાજ્યમાં દેખો કે બહાર; ઍંગ્લોસેકસન પ્રજામાં જ દેખો કે બહાર જુઓ તો સ્લાવ પ્રજા જુઓ—જ્યાં આ બાબતના પ્રયોગો કરવામાં આવ્યા હોય ત્યાં જઈ જુઓ. બધેથી આ અનિવાર્ય અને ચોક્કસ નીપજતું પરિણામ આવે છે કે, પાર્લામેન્ટના કાયદાથી તમે સ્ત્રીપુરુષને નિર્વ્યસની બનાવી જ શકો છો."**

(રામ્સે મેકડોનાલ્ડ: બ્રિટિશ વડા પ્રધાન)

આવી ચાલાકીની લોકોક્તિને માનનાર "મૂર્ખ લોકો"માં મુંબઈ સરકાર છે. તે માને છે કે,

"દારૂનિષેધ સ્વતઃ અંદરથી આવવો જોઈએ, બહારથી નહિ. લોકની ઇચ્છા વિરુદ્ધ તેમના ઉપર ન લાદી શકાય."

(આબકારી નિવેદન: ૧૯૨૬–૨૭)

આવી વાતોમાં ચાલાકી જ છે એમ વડા પ્રધાને જ કહ્યું છે. એ ચાલાકી નભાવવા સરકાર આવી આવી લૂલી વાતો કરે છે કે,

> "(દારૂનિષેધ સિદ્ધ કરવાની) ક્રિયા જરૂર ધીમી અને અઘરી છે."

> "એ ચોખ્ખું દેખાય છે કે કાયદાથી હિંદને તદ્દન નિર્વ્યસની કરવાની ક્રિયામાં ભારે ખર્ચ અને ભયંકર મુશ્કેલીઓમાં આવી પડવાનું જોખમ ખેડવાનું છે."

એટલે બીક દેખાડીને સંપૂર્ણ દારૂનિષેધને ભડકાવી કાઢવા તે માગે છે. કહે છે કે ખર્ચ વધી જશે, અને ગેરકાયદેસર દારૂનું પ્રમાણ વધી જશે.

## વિશેષ ખર્ચ

ખર્ચના આંકડા જોઈએ છીએ તો એવું દેખાય છે કે, ઓછામાં ઓછું ખર્ચ કરવા તરફ જ તેની દાનત છે. તે એટલે સુધી ઓછું કરાય છે કે આબકારી ખાતાને ફરિયાદ કરવી પડે કે,

> "આબકારી નોકરોમાં વધારો કરવા સરકારને એક કરતાં વધારે વાર જોરથી કહેવામાં આવ્યું છે. છતાં, **આવરાખર્ચનાં કારણોથી** તે મંજૂર કરવામાં આવ્યો નથી. અને હવે મદ્યપાન રોકવા સારુ જે બે કરોડ ખર્ચ કરવાનું છે તે શરૂ કરવા માટે ક્યારનો વખત આવી લાગ્યો છે. આવકની ખોટ વધુ નોકરો રાખવાના ખર્ચ કરતાં વધારે છે."

(સદર : ૧૯૨૮–૨૯)

આમ છતાં ખર્ચ કરવામાં નથી આવતો, બલ્કે ઓછો કરવામાં આવે છે; જો કે સ્થિતિ તો આવી છે કે "આખા ઇલાકામાં બેકાયદા દારૂ મોટા જથ્થામાં વપરાય છે; અને જો સરકારે એ અનિષ્ટને પહોંચી વળવા પૂરતી સંખ્યામાં વધારે નોકરો આપ્યા

હોત તો+ ગુના એથી યે વધારે પકડાયા હોત.”

(સદર : ૧૯૨૮–૨૯)

એટલે આજની પોતે નક્કી કરેલી નીતિ પ્રમાણે આવશ્યક ખર્ચ પણ સરકાર નથી કરતી તો જેમાં વિશેષ ખર્ચમાં ઊતરવાનો ભય છે એથી તો ડરે જ ના! પ્રજાને તેવો ડર કાંઈ અસર કરે તેમ નથી. પ્રજાએ તો, લશ્કરી ખર્ચ, અમલદારોના પગાર, પરદેશી કાપડની જકાત – એમાંથી ખરચ મેળવી લેવા રસ્તા બતાવી દીધા છે. સરકારને ક્યાંય ખર્ચ ઘટાડી આબકારી આવકની ભરપાઈ નથી કરવી. એ તો નવા કર નાખવાનું ખોળે છે. લોકો અપાર ગરીબ છે એમ માનતા છતાં સરકાર કહે છે કે હજી નવા કર નંખાય એમ છે. આબકારી આવક તો જવા બેઠી છે એ ચોક્કસ છે. આ સ્થિતિ સાઇમન સાહેબના નિવેદનમાં પણ મળી આવે છે. આ નવો કર તો કોઈ રીતે પણ ન જ પાલવી શકે એવી પ્રજાની સ્થિતિ છે.

## ગેરકાયદેસર દારૂની બીક

ગેરકાયદેસર દારૂના આંકડા આપણે ઉપર જોયા છે. તે તો દારૂનિષેધના કાયદા વિનાય પણ વધ્યે જાય છે. યોગ્ય વિચાર કરતાં તો એમ દેખાય છે કે કાયદેસર દારૂનિષેધ વધતો જવાની સાથે ગેરકાયદેસર પાન વધવાનું જ : દારૂનિષેધના કાયદાનું કામ જ એ હોવાનું કે એ પાનને રોકવું. આજે સરકાર એમ માનતી લાગે છે કે, દારૂનિષેધનો કાયદો કરવાની જરૂર જ ન પડે એવા દારૂત્યાગી

+ છેલ્લાં થોડાંક વર્ષોના ખર્ચના આંકડા આ પ્રમાણે છે:—

| | મુંબઇ | હિંદ |
|---|---|---|
| ૧૯૨૫–૨૬ | ૫૪૦૩૧૬૩ | ૨,૬૦,૭૨,૮૯૧ |
| ૧૯૨૬–૨૭ | ૬૩૯૧૫૪૫ | ૨,૪૨,૦૬,૯૨૯ |
| ૧૯૨૭–૨૮ | ૪૭૯૪૧૧૬ | ૨,૨૨,૭૬,૯૨૧ |
| ૧૯૨૮–૨૯ | ૪૨૩૭૨૧૦ | .............. |

લોકો થાય ત્યારે તે કાયદો કરવો ! એ તો એક ચાલાકી જ માત્ર છે. બાકી મુંબઈ સરકારની આબકારી સમિતિએ (૧૯૨૨–૨૩) ચોખ્ખું જણાવી દીધું છે કે,

"જો દારૂની બદી સાથે બાથ ભીડવા ઇચ્છા હોય તો એક વાર તો ગેરકાયદેસર ગળાતા દારૂમાં તાત્કાલિક કેટલાક વધારા સામે થવા સરકારે તૈયાર રહેવું જોઈ શે. અમે તો આગળ જઈને એ કહેવા તૈયાર છીએ કે, જરૂર પડે તો, શરૂઆતમાં રોકનાર નોકરવર્ગ પૂરતા પ્રમાણમાં રાખી લેવો જોઈએ."

એટલે ગેરકાયદેસર દારૂ વધે એમાંથી એ ફલિત ન નીકળી શકે કે દારૂનિષેધ ન કરવો.

વળી આ બીકને વિષે 'પ્રોહિબિશન' ત્રૈમાસિકમાં એક લેખક લખે છે તે પણ એટલી જ ધ્યાન લેવા જેવી વાત છેઃ—

"એમ માનવું કે સંપૂર્ણ દારૂનિષેધની નીતિ દરમિયાન થનાર આબકારી ગુના કરતાં હાલની સરકારી ઇજારાની નીતિમાં ઓછા ગુના થાય છે – તો એના કરતાં બીજી મોટી ભૂલ નથી. માદક પ્યાલો પીને પોતાની ચિંતાઓને ઢાંકવાની ઇચ્છા, તેને મળતી આપઘાત કરવાની ઇચ્છાની જેમ, જ્યાં સુધી એવી જાતનો આપઘાત કરવાની સગવડો મળતી રહે છે, ત્યાં સુધી અન્યે જ રહેવાની. પરંતુ આ ઇચ્છા ભાગ્યે આટલી પ્રબળ બનત કે તેને પાર પાડવા આટલી બધી તકો મળત, જેટલી પૈસા કમાવાનો ઇરાદો હોવાથી બનવા પામે છે. પૈસા કમાવાના ઇરાદાને લીધે માણસો બિનજકાતી દારૂના વેપારમાં પડવા લલચાય છે, અને એમ કરીને મૂર્ખ અને બાઘા લોકોને ફસાવે છે. પૈસાનો લોભ જ સરકારના દારૂના ઇજારાના ઉલ્લંઘનોનું મૂળ કારણ છે. અને આ લોભ

ચાલુ પદ્ધતિમાં નિરાંતે ફાવે છે; અને દારૂનિષેધ કરવાથી આપણે એથી ખરાબ દશામાં આવીશું એમ છે જ નહિ. આવા ગુનાઓ દાબી દેવા સારુ આપણે માણસમાં જે ભલમનસાઈ રહેલી છે તેના ઉપર તથા તેજસ્વી કેળવણી અને રાજવહીવટ ઉપર આધાર રાખવો જોઈએ. અસંખ્ય સરકારી દુકાનો ખોલવાથી આપણે લોભને મારીએ છીએ કે ગુના રોકીએ છીએ, એ તો બુદ્ધિમાં ન ઊતરે એવી વાત છે અને અનુભવથી ઊલટી છે. આ કરવું હોય તો તો સરકારી દારૂ એટલો બધો સોંઘો અને સહેલાઈથી મળે એવો કરવો જોઈએ કે જેવો સંપૂર્ણ છૂટની આબકારી પદ્ધતિમાં હોય. અને આ તો સરકાર જે પોતાનો કાબૂ છે એમ દેખાડવાનો હક ધરાવે છે એનાથી વિરુદ્ધ છે.”

આ ઉપરથી એટલું ચોખ્ખું જણાશે કે ગેરકાયદેસર પાનને બંધ કરવા જતાં એક વાર તો ખર્ચમાં પણ ઊતરવું પડશે; યા તો કાયદેસર દારૂ વેચવો બંધ કરવો પડે કે તેને સાવ સોંઘો કરવો પડે. સોંઘો તો કરી જ ન શકાય એ સરકારી નીતિ છે. એમ કરે તો પછી સરકાર દારૂ પર કાબૂ રાખે છે એવું જુઠાણું, ગમે તેવું તો ય, આજે નભે છે તે તદ્દન બંધ જ થઈ જાય એ સરકારને બરાબર ખબર છે. અને દારૂ તદ્દન બંધ કરવા જીવ ચાલતો નથી. તેમ જ હિંદમાં વસતા અંગ્રેજો જેઓ આજે સત્તાધારી છે અને પીવાને ટેવાયેલા છે, તેઓ કેટલે દરજ્જે દારૂનિષેધનો વિરોધ કરતા હશે તે તો કોણ જાણે. આપણા દારૂનિષેધના પ્રશ્નની આ ટૂંકમાં આજે સ્થિતિ છે.

## ૧૧

# ત્યારે શું કરીશું?

**"પ્રજાના રોષ સામે રહી કોઈ પણ રાજ્ય સદા ટકી શક્યું જાણ્યું નથી."**

( આ. આનંદશંકર ધ્રુવઃ 'વસંત' )

**સ**રકારની કાંઈ ન કરવાની વૃત્તિ સ્પષ્ટ થતાં પ્રજા આગળ આ સવાલ આવીને ઊભો રહે છે કે "ત્યારે શું કરીશું?" જો પ્રજા કાંઈ નથી કરતી તો દારૂની બદી તેને ખુવાર કર્યા કરે છે. જો સરકારને કહ્યા છતાં તે નથી માનતી ને પોતે ચૂપ બેસી રહે છે તો પોતાનો તેજોવધ થાય છે. ત્યારે શું કરવું? ગાંધીજીએ એનો જવાબ આપી મૂક્યો છેઃ—

> "જો પ્રજા આ કાર્ય હાથમાં લે તો દારૂનાં પીઠાં બંધ કરાવી શકે છે........પ્રજામતની પાસે સૌ રંક બની જાય છે. પ્રજામતથી લજ્જિત થઈને પણ દારૂ પીનારા પોતાનું વ્યસન છોડી દેશે." (૧૯૨૧)

પ્રજામતને કેવી રીતે જાગ્રત કરવો અને તે દ્વારા શું કામ કરાવવું, એ પણ પ્રજાથી અજાણ્યું નથી. ઇ. સ. ૧૯૨૧ નો પ્રજાને તે બધાનો અનુભવ છે. ( જુઓ પરિશિષ્ટ ૧ )

આપણે જાણીએ છીએ કે "જ્યાં છાપાંઓ પહોંચી શકતાં નથી, જ્યાં વક્તાઓનો અવાજ પહોંચી શકતો નથી ત્યાં ન્યાત

પહોંચી શકે છે.” આપણાં ન્યાતબંધારણ તથા મહાજન પંચની એ ખાસ શક્તિ છે. આપણે એનો સદુપયોગ કરી શકીએ છીએ. ન્યાત પાસે તંત્ર છે, શક્તિ છે. એણે એ બધાને દારૂનિષેધના સ્વરક્ષાના કામમાં આણવાં જોઈએ.

વળી, દારૂ પીવાનું કુકર્મ કરવા જતા આપણા બંધુઓને આપણે સમજાવીને રોકી શકીએ. તેમના ઉપર ચોકી રાખવાનું કામ કરીએ તો તેમને આંખની શરમ અડશે, પોતે કેવું કુકર્મ કરવા જાય છે તેનું ભાન થતાં તેઓ એમની મેળે અટકી જશે. કોઈને બળાત્કારે કોઈ સ્વર્ગે નથી મોકલી શકતું એ આપણે જાણીએ છીએ. તેથી પીવા જનારને બળજોરીથી રોકીએ નહિ. પરંતુ તેવા લોકને તેમની ન્યાત જરૂર પૂછી શકે. વળી બારડોલીએ આપણને બતાવ્યું છે કે, ખાદીપ્રવૃત્તિથી દારૂ પીનાર પ્રજા બદીમાંથી નીકળી જાય છે અને ખાદી જેવાં ઉપયોગી કામોમાં રોકાઈ જાય છે.* દારૂ પીનારો કુટુંબીઓને તેમજ ન્યાત તથા સમાજને નુકસાન-કારક છે એ સિદ્ધ વાત છે. એટલે કુટુંબીઓ તેમના પ્રેમને બળે, ન્યાત તથા સમાજ તેના યોજનાના બળે, તથા કેળવણી અને ઉદ્યોગની શક્તિના બળે દારૂ પીનારને રોકે અને ઉપયોગી કામમાં પ્રેરે.

આ બધું કરવાથી આપણે પીનારને પહોંચી વળી શકીએ. પરંતુ દારૂનો ધંધો, જે કાયદાથી ચાલે છે, તેને કાંઈ નહિ કરી શકાય. અને જ્યાં સુધી કાયદામાં દારૂ વેચવાની છૂટ છે – પછી તે ગમે તેટલા સંયમથી પણ કાં ન હોય? – જ્યાં સુધી કોઈ પણ રીતે તેની છૂટ છે, ત્યાં સુધી દારૂ પીવાની સવડો યોજાવાની અને તે પ્રતિષ્ઠિત ગણાવાનું. એટલે ધંધાને બંધ કરાવવા કાયદો કરવો જ પડશે. હિંદમાં દારૂ પીનાર માટે કાંઈ કરવાપણું નથી, તે ઉપર આપણે જોયું છે. જે કાંઈ કસર છે તે કાયદાની જ છે. આમ હોવાથી

* જુઓ પરિશિષ્ટમાં ‘ જીવનપ્રવેશ ’

દારૂનિષેધનો પ્રશ્ન એની મેળે રાજકીય બને છે. આ અવશ્યંભાવિતાનો વિચાર કર્યા વિના કેટલાંક મંડળો અને સરકાર આપણી ચળવળને વિષે તટસ્થ રહે છે કે તે રાજકીય હોવાનો વાંધો કાઢે છે. એ એમનો વિચારદોષ છે. એમણે જાણવું જ જોઈએ કે દારૂનિષેધની પ્રવૃત્તિમાં કાયદો મોટો ભાગ ભજવે છે, અને તેના વિના બદીનો આખરી ફેંસલો અસંભવ છે. એટલે આપણે માટે એ કરવાનું રહે છે કે, આપણે સરકાર પર પૂરું દબાણ લાવવું જોઈએ. પ્રજાસત્તાક રાજ્યની પ્રજા હોત તો આપણે એવા જ પ્રતિનિધિ ધારાસભાઓમાં મોકલત કે જેઓ એવા કાયદો કરવાના પક્ષના હોય. પરંતુ આપણા પર એક પરદેશી પ્રજા રાજ્ય કરે છે, એટલે એ માર્ગ પણ ખુલ્લો નથી. એટલે આપણે જ આપણો માર્ગ લેવાનો રહે છે. આથી કરીને દારૂનિષેધનો પ્રશ્ન સ્વરાજના મહત પ્રશ્નનું એક અંગ બનેલો છે. સ્વરાજ સાથે જ એનો પણ ફેંસલો આવશે. સ્વરાજસરકારે તો એ કાયદો કરવાનું વચન આપ્યું છે એ આપણે ઉપર જોયું.

આમ વિચારતાં આપણો માર્ગ સીધો છે.

# ઉપસંહાર

## "આજ નહિ તો કદી નહિ."

"સંપૂર્ણ દારૂનિષેધનો કાયદો કરો, નહિ તો તમે મોડા પડશો અને છેવટે હાથ ઘસવાના જ રહેશે. જો આજે ચાલે છે તે અણુરોકયું ચાલ્યા કરશે તો આખી પ્રજાનો વિનાશ થવા વારો આવશે. બદી એટલી બધી જો ફેલાઈ તો પછી કાયદો કરવાનો વખત વીતી જશે."

*　　　*　　　*

"જ્યારે આપણને વિશ્વાસુ અને નિર્દોષ કાર્યકર્તાઓનું સુસંગઠિત મંડળ મળી જશે ત્યારે આખા દેશમાં આપણે ચોકીનું કામ* ચલાવીશું. જ્યારે એ દ્વારા વાતાવરણ જામ્યું હશે અને કાંઈક કરવાનો સુયોગ્ય પ્રસંગ આવશે, – અને એ આવી લાગે એવી હું પ્રાર્થના કર્યા કરું છું. – જ્યારે દરેક દારૂના પીઠા પર અને અફીણની દુકાન પર પહેરો ભરાતો હશે, ત્યારે હું તમારી મદદની આશા રાખીશ. તે વેળા તમારી પાસેથી હું આવાં વાકય સાંભળવાની આશા નથી રાખતો કે, 'એને અમે શી રીતે મદદ કરી શકીએ? એ તો ચળવળિયો રહ્યો.'"

ગાંધીજી

જે ઘડીની પ્રતીક્ષા કરતા બાપુજી બેઠેલા તે ઘડી આજે આવી પહોંચી છે. વાચક એમ તો નથી સંભળાવવાનો ના કે, "એને અમે શી રીતે મદદ કરી શકીએ? એ તો ચળવળિયો રહ્યો."

---

* જુઓ પરિશિષ્ટ ૨ જું.

# પરિશિષ્ટ

## ૧

## પહેરાની અસર

"આ અર્ધનગ્ન માણસની મહાન નૈતિક અસરને લીધે સેંકડો ગામડાં સંપૂર્ણ મદ્યત્યાગી થઈ ગયાં છે, અને બીજાં સેંકડો થાય છે." ૧૯૨૧ની આપણી દારૂનિષેધની હિલચાલનું વર્ણન કરતાં પુસીફૂટ જૉનસને ઉપરનું વાકય લખ્યું હતું. એ મહાન નૈતિક અસરનું માપ આંકડાઓથી કાઢવા જેવું છે. તે પરથી જણાશે કે પીઠા પર પહેરો ભરવાની પદ્ધતિ કેટલી સફળ છે.

### સરકારી આવકમાં ઘટાડો

ઇ. સ. ૧૯૨૦–૨૧માં હિંદી સરકારની દારૂની આવક રૂા. ૨૦,૪૩,૬૫,૩૫૯ હતી. પીઠાંની ચોકી હિંદના કેટલાક ભાગોમાં થોડાક માસ માટે જ ચાલી હતી. તેને પરિણામે ઇ. સ. ૧૯૨૧–૨૨ માં એ આવક રૂા. ૧૭,૧૮,૬૧,૯૧૪ રહી. એટલે સવાત્રણ કરોડને એટલે કે લગભગ ૧૬ ટકાને ભારે ઘટાડો થયો !

મુંબઈ ઇલાકામાં હિલચાલ ઠીકઠીક જોરમાં હતી. ત્યાં લગભગ ૨૬ ટકા આવક ઘટી ગઈ હતી. એના આંકડા આ પ્રમાણે છેઃ

| | |
|---|---|
| ૧૯૨૦–૨૧માં | રૂા. ૪,૬૦,૬૭,૮૪૩ |
| ૧૯૨૧–૨૨માં | રૂા. ૩,૪૨,૬૮,૭૫૨ |

આ ઘટાડો તો સરકારી આવકને થયો. પરંતુ ગરીબના ઘરમાં તો તેથી કેટલાયે વધારે પૈસા બચ્યા હશે.

### માદક પદાર્થોનો વાપર ઘટ્યો

મુખ્ય પહેરો તો દારૂનાં પીઠાં પર હતો. છતાં એ આત્મશુદ્ધિના આંદોલનની અસર બધી જ બદીઓ પર વ્યાપી છે એ ચોખ્ખું દેખાય છેઃ

[ આંકડા સિંધ બાદ કરતાં મુંબઈ ઇલાકાના છે. ]

દેશી દારૂ ( પ્રૂફ ગૅલનમાં )

| | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૦થી કેટલા ટકા ઘટાડો? |
|---|---|---|---|
| શહેરોમાં | ૧૪,૬૩,૭૭૨ | ૧૨,૦૮,૧૫૫ | ૧૭.૫ |
| ગામડાંમાં | ૧૧,૫૧,૦૧૭ | ૮,૯૩,૨૦૦ | ૨૨.૪ |
| કુલ | ૨૬,૧૪,૭૮૯ | ૨૧,૦૧,૩૫૬ | ૧૯.૦૬ |

તાડી ( ગૅલન )

| | |
|---|---|
| ૧૯૨૦–૨૧ | ૧,૨૫,૬૨,૭૫૧ |
| ૧૯૨૧–૨૨ | ૯૯,૪૯,૮૭૯ |
| ઘટાડો | ૨૦.૮ ટકા |

અફીણ ઇ૦ (શેર)

| | અફીણ | ગાંજો |
|---|---|---|
| ૧૯૨૦–૨૧ | ૪૨,૬૪૮ | ૪૧,૨૭૩ |
| ૧૯૨૧–૨૨ | ૩૦,૯૦૮ | ૩૮,૬૭૨ |
| ઘટાડો | ૨૭.૫ ટકા | ૬ ટકા |

### ગેરકાયદેસર વાપર પણ ઘટ્યો

આવું દીવા જેવું પરિણામ આવવા છતાં સરકાર આંખમાં ધૂળ નાખવા પ્રયત્ન કરે છે ને કહે છે[1] કે ગેરકાયદેસર વાપર વધી ગયો હતો. સરકારી આંકડા જોતાં ઊલટું જ માલૂમ પડે છે. ૧૯૨૦ તથા ૧૯૨૧ની સાલમાં આબકારી ગુનાના આંકડા આ મુજબ છે:

૧ “ નિવેદનના વર્ષ દરમ્યાન ... આખા દેશમાં અસહકારીઓ અને બીજા ઉતાવળિયા દારૂનિષેધકો કલાલોના ધંધાને ભારે હાનિ પહોંચાડવામાં ફાવ્યા હતા...તેથી આ વર્ષમાં હિંદના કેટલાક ભાગોમાં આબકારી આવકમાં ભારે ઘટાડો થયો હતો. પણ પ્રજામાં દારૂનો વાપર ઠીક ઠીક ઘટ્યો એમ માનવાને થોડું કારણ છે. ખરેખર, કેટલાક પ્રાંતોમાંથી તો એમ કહેવાયું છે કે બિનજકાતી વાપર થોડાં વર્ષોમાં નહોતો એટલો બધો વધી ગયો છે.” (ઇંડિયા, ૧૯૨૧–૨૨; પાનું ૨૨૫–૨૬ )

| | દારૂના | ગાંજા ઇ૦ ના | અફીણના |
|---|---|---|---|
| ૧૯૨૦ | ૨,૧૨૫ | ૨૫૨ | ૩૭૬ |
| ૧૯૨૧ | ૧,૯૦૫ | ૧૦૭ | ૨૩૩ |

એટલે ઘટાડો અનુક્રમે ૧૦, ૫૭, ૪૦ ટકા થયો !

અને શરાબખોરીના ગુના પણ સારી પેઠે ઘટેલા માલૂમ પડે છેઃ

| | |
|---|---|
| ૧૯૨૦-૨૧ | ૬,૫૫૨ |
| ૧૯૨૧-૨૨ | ૪,૪૮૫ |

એટલે ૩૧ ટકા ઓછા થયા !

આ ગુનાનો ઘટાડો આપણી ચળવળ આત્મશુદ્ધિની છે એનો સચોટ પુરાવો છે.[1]

## કાયમો ફળ

સરકારે એક બીજો વાંધો કાઢયો છે કે ચળવળ શમી જાય એટલે વ્યસની લોકો પાછા વ્યસને વળગે છે; એટલે દારૂનિષેધના સાધન તરીકે આનો ઉપયોગ નથી.[2] એ ન્યાયે તો જેલફાંસી યોજ્યા છતાં ગુના નથી અટકતા એટલે એને નકામાં ગણી સરકાર કેમ કાઢી ન નાંખે ?

---

૧ પરંતુ સરકારને એ સૂઝતું નથી યા કબૂલ કરવું નથી. એટલે મુંબઈ સરકારના ૧૯૨૧-૨૨ ના આબકારી ખાતાના નિવેદનમાં આમ લખીને ઉડાવવાનો એણે પ્રયત્ન કર્યો છેઃ

"દેશી દારૂ અને તાડી ૨૦ ટકા ઓછાં વપરાયાં એનું આખું કારણ પીઠાંની ચોકી હતું એમ માની શકાતું નથી. કારણકે અફીણમાં પણ એટલો જ ઘટાડો થયો છે અને ગાંજા વગેરેમાં પણ થોડો થયો છે. આ જે ઘટાડો થયો એનું કારણ દારૂનાં પીઠાં પરની ચોકી ન હોઈ શકે; એને લીધે તો ઊલટો વધારો થવા કારણ મળત. ચોકીની અસર વધારે કે ઓછી ગમે તેટલી હોય, પરંતુ એ નક્કી ક્ષણિક હતી. બુદ્ધિના પાયા પર નહિ રચાયેલી ચળવળમાંથી બીજા શાની આશા રખાય ?"

૨ જુઓ મુંબઈ આબકારી નિવેદન, ૧૯૨૧-૨૨; પાનું ૩

અને આપણી પ્રવૃત્તિ તો જેલફાંસી જેવી નથી. જેલફાંસીને લીધે તો ગુના વધ્યા છે એમ સમાજશાસ્ત્રીઓ ફરિયાદ કરે છે, જ્યારે દારૂનિષેધની પ્રવૃત્તિ શુદ્ધિકર નીવડે છે. તેની અસર સમાજમાંથી નાશ નથી પામતી. ઉપરાંત, એક વર્ષમાં પ્રજાએ કરોડો રૂપિયા બચાવ્યા તથા એટલો દારૂ ન પીધો એ ઓછો ફાયદો છે? શાંત પહેરાની પદ્ધતિ વિષે કહી શકાય કે–

**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।**

[ આ ધર્મનું થોડું સરખું પાલન પણ મહાન ભયમાંથી બચાવે છે. ]

હરેક રીતે ફળદાયી આ દારૂનિષેધપદ્ધતિની શક્તિ ભારે છે. પરંતુ તેને આપણી અશાંતિ અને અધીરાઈને લીધે ૧૯૨૧માં બંધ કરવી પડી. એટલે એ એકમાત્ર ભય ટાળીએ તો આપણને સ્વરાજ્યપ્રાપ્તિ સારુ એક ભારે શક્તિશાળી શસ્ત્ર મળ્યું છે એ સિદ્ધ વાત છે.

( ન. જી. ૨૯-૬-૧૯૩૦ ) મ.

## ૨

# ચોકી કેમ કરવી

એક દારૂપીઠા કે એક વિદેશી કાપડની દુકાન ઉપર સંતોષકારક ચોકી કરવા માટે ઓછામાં ઓછી દશ સ્ત્રીઓની ટુકડી હોવી જોઈએ. તેમણે તેમાંનાં એકને અગ્રેસર તરીકે ચૂંટવાં જોઈએ.

૨ ચોકીનું કામ શરૂ કરતાં પહેલાં દુકાનના માલિકને વીનવીને તેને તેના પાપયુક્ત ધંધાનો ત્યાગ કરાવવાનો પ્રયત્ન કરવો જોઈએ, અને દારૂ તથા વિદેશી કાપડથી થતી દેશની પાયમાલીના આંકડા પત્રિકાના રૂપમાં રજૂ કરીને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. અહીંઆં એ કહેવાની જરૂર નથી રહેતી કે આ પત્રિકાઓ મજકૂર દુકાનદાર સમજી શકે તેવી ભાષામાં હોવી જોઈએ.

૩ દુકાનદાર તેનો ધંધો બંધ કરવા ના પાડે તો સ્વયંસેવિકા-ઓએ તેની દુકાન આગળ ચોકી કરવી જોઈએ, અને આવવાજવાનો રસ્તો ખુલ્લો રાખી ગ્રાહક તરીકે આવનારાઓને વ્યક્તિગત રીતે વીનવવું જોઇએ.

૪ સ્વયંસેવિકાઓએ વાવટાઓ અથવા પાટિયાં પોતાની સાથે રાખવાં જોઈએ, અને તેના ઉપર મોટા અક્ષરથી આવશ્યક્તા પ્રમાણે વિદેશી કાપડ કે માદક પદાર્થોથી થતા નુકસાનની ચેતવણી આપનાર ધ્યાનવાક્યો હોવાં જોઈએ.

૫ બનતાં સુધી સ્વયંસેવિકાઓનો પોશાક અમુક પ્રકારનો અને એકસરખો હોવો જોઈએ.

૬ વખતોવખત સ્વયંસેવિકાઓએ પ્રાસંગિક, બંધબેસતાં સુંદર ભજનો ગાવાં જોઇએ.

૭ સ્વયંસેવિકાઓએ પુરુષો તરફથી કોઈ જાતનાં બળાત્કાર કે બળજબરી ન થવા દેવાં જોઈએ; અથવા થવાનો સંભવ હોય તો તરત જ ત્યાં પહોંચી અટકાવવાં જોઈએ.

૮ ગમે તેમ થાય છતાં કોઈ પણ પ્રસંગે અશ્લીલ અથવા અયોગ્ય ભાષા, ગાળો અગર ધમકીનો પ્રયોગ ન હોવો જોઈએ.

૯ સ્વયંસેવિકાઓનો, દલીલથી અથવા આજીજીથી સમજાવીને, દુકાનદારનો હૃદયપલટો કરવાનો સતત પ્રયત્ન હોવો જોઈએ; બળજબરાઈથી કે ધમકીથી ધંધો છોડાવવાનો નહિ.

૧૦ જ્યાં ચોકી થતી હોય ત્યાં પુરુષોએ કોઈ પણ સંજોગમાં મોટી સંખ્યામાં એકઠા થવું જોઈએ નહિ અથવા લોકોની અવરજવરમાં અડચણ નાંખવી જોઈએ નહિ; પણ આવી જગ્યાની આડોશપાડોશમાં સારી પેઠે દારૂ અને વિદેશી કાપડની વિરુદ્ધ તેઓ અનેક રીતે આંદોલન કરી શકે છે, અને દારૂ અને વિદેશી કાપડના બહિષ્કારના સંદેશાના પ્રચાર માટે સ્ત્રીઓને સરઘસ કાઢવામાં મદદ આપી શકે છે.

૧૧ આ ચોકીની હિલચાલને મદદ આપવા માટે તેની પાછળ તકલી અને રેંટિયાપ્રચાર માટે તેમજ નવાં ચોપાનિયાં અને પ્રચારની નવી યોજનાઓ તૈયાર કરવા માટે એક વ્યાપક સંસ્થા હોવી જોઈએ.

૧૨ બધી આવક અને ખર્ચની પાઈએ પાઈનો ચોખ્ખો અને વ્યવસ્થિત રીતે હિસાબ રાખવામાં આવવો જોઈએ અને વખતોવખત તેની તપાસ કરાવવી જોઈએ. આ કામ સ્ત્રીઓની દેખરેખ નીચે પુરુષોને કરવાનું રહેશે.

આ બધી યોજના પાછળ એ માન્યતા રહેલી છે કે પુરુષોમાં સ્ત્રીજાતિ માટે સાચું માન અને તેમના ઉદ્ધાર માટે ખરેખરી ધગશ છે. તે નહિ હોય તો કોઈ પણ જાતની સફળતા અસંભવિત છે.

( ન. જી. ૨૭–૪–૧૯૩૦ ) ગાંધીજી

## ૩

# જીવનપ્રવેશ

**"દારૂના વ્યસનનો આ રમણીય ભૂમિમાં બહિષ્કાર ત્યારે જ થઈ શકશે જ્યારે ઊંચા કહેવાતા લોકો નીચા કહેવાતા લોકોને અપનાવીને તેમને ભાઈ બનાવશે."** (ગાંધીજી)

દારૂ જેવી બદી એ સમાજશરીરને લાગેલો રોગ છે; એટલે જેમ શરીરને થતા રોગો આહારવિહારની ભૂલોનું જ પરિણામ છે, તેમ સમાજશરીરના રોગ પણ સમાજગત દોષોનું પરિણામ છે. સરકારનો ઇજારા આપવાનો કાયદો, મહેસૂલની નીતિ, શહેરોમાં કામ કરતા મજૂરોનું અનારોગ્ય જીવન, કલાલોની પાપી ધંધામાંથી કમાણી કરવાની દાનત—આ બધા દોષોને પરિણામે દારૂની બદી ટકે છે. આ દોષોને કાઢવા મથવું એ સમાજશરીરને નીરોગ બનાવવા બરાબર છે.

ફરતા પાણીની જેમ સંસ્કારોનો પ્રવાહ અબાધિત વહેતો રહે તો જ સમાજની શુદ્ધિ અને પ્રગતિ સચવાય છે. એટલે સ્વરાજપ્રેમી લોકનાં ખાદીકામ, અસ્પૃશ્યતાનિવારણ, આશ્રમો સ્થાપી તેમાં ગુજારાતું સુઘડ ઉદ્યમી જીવન:—આ બધાની અસર તે તે વિશિષ્ટ ક્ષેત્રમાત્રની હદ ઓળંગીને સમાજશરીરનાં બધાં જ અંગો પર થાય છે. આને લીધે આપણે પછાત કહેવાતી કોમોનાં જીવનમાં પ્રવેશ સાધી શકીએ છીએ. મદ્યનિષેધના કામમાં આવો જીવનપ્રવેશ સચોટ અને સ્થાયી અસર પાડે છે.

કેટલાંક વર્ષોથી સુરત જિલ્લામાં આ દિશામાં કામ ચાલે છે, અને છેલ્લી સત્યાગ્રહની લડત પછી ત્યાં વ્યવસ્થિત તંત્ર રચીને મદ્યત્યાગનું કામ હાથ ધરેલું છે. એ કામનું શું પરિણામ આવ્યું તે તો હજી હવે જોવા મળી શકે; પરંતુ ૧૯૨૮ સુધીના સરકારી આંકડા મળે છે, તે ઉપરથી તે વર્ષ સુધીના કામનો અંદાજ મળે છે. તે જોતાં પણ ભારે આશાજનક પરિણામ ચોખ્ખું દેખાઈ આવે છે. આંકડા જ બોલે એવા હોવાથી વિશેષ કશી ટીકા વિના તે નીચે આપ્યા છે. પહેરાની અસર આપણે આગળ એક પરિશિષ્ટમાં જોઈ આવ્યા. અહીં આપણને શાંત જીવનપ્રવેશની કીમતી અસર જોવા મળે છે.

સુરત જિલ્લામાં,

**દેશી દારૂનો વાપરઃ—**

| | દુકાનો | વાપર (ગેલન પ્રૂફ) |
|---|---|---|
| ૧૯૨૩ | ૧૩૧ | ૧૬૦૯૬૦ |
| ૧૯૨૫ | ૧૩૦ | ૧૫૬૭૩૦ |
| ૧૯૨૮ | ૧૩૦ | ૧૨૮૯૫૭ |

∴ ૧૯૨૩ કરતાં ૨૦ ટકા ઘટાડો થયો.

**પરદેશી દારૂનો વાપરઃ—**

| | ઇજારા | સ્પિરિટ(લંડનપ્રૂફ) | અન્ય (ગેલન) |
|---|---|---|---|
| ૧૯૨૩ | ૨૨ | ૫૦૦૨ | ૧૯૪૫ |
| ૧૯૨૫ | ૩૬ | ૬૫૧૬ | ૨૭૭૭ |
| ૧૯૨૮ | ૨૫ | ૬૯૮૪ | ૩૫૭૦ |

∴ ૧૯૨૩ કરતાં વધારો ૪૦ અને ૮૩ ટકા.

**નોંધઃ**—લંડનપ્રૂફ એટલે જે દારૂમાં ૫૭.૦૬ ટકા મદ્યાર્ક ( Alcohol ) હોય તે. પરંતુ દારૂ એટલા કડક નથી

વેચાતા. તેમને ૩૫°, ૪૦° નરમ કરવામાં આવે છે. એટલે જ્યાં લંડનપ્રૂફ ગૅલન હોય ત્યાં સમજવું કે વાપરમાં તો એથી વધારે ગૅલન આવેલા.

પરદેશી દારૂ મુખ્યત્વે શહેરોમાં અને પૈસાદાર વર્ગોમાં વપરાય છે.

**તાડી( ' ગરીબનું પેય ' )નો વાપરઃ—**

| | ગૅલન | ઇજારા |
|---|---|---|
| ૧૯૨૩ | ૪૩,૯૦,૭૫૩ | ૧૪૭૯૭ |
| ૧૯૨૫ | ૩૯,૦૯,૦૪૮ | ૫૯૪૨ |
| ૧૯૨૮ | ૨૮,૩૧,૧૪૩ | ૪૨૮૩ |

એટલે ૧૯૨૩ થી ૩૫ **ટકા ઘટાડો** વાપરમાં.

અને ઇજારાની **સંખ્યામાં ૭૫ ટકા ઘટાડો !**

**નોંધઃ**—તાડીમાં મદ્યાર્ક ૮ ટકા હોય છે. તે પાર વિનાની પીવાય છે અને ગરીબો જ મુખ્યત્વે પીએ છે. એનાથી અપાર નુકસાન થાય છે. દારૂનિષેધની ચળવળ મુખ્યત્વે ગામડાંમાં જ થઈ છે. એની અસર આ ઉપરથી માપી શકાશે.

**અફીણનો વાપરઃ—**

| | શેર | દુકાનો |
|---|---|---|
| ૧૯૨૩ | ૬૯૦ | ૨૧ |
| ૧૯૨૫ | ૫૬૦ | ૨૧ |
| ૧૯૨૮ | ૪૧૩ | ૨૦ |

∴ ૧૯૨૩ **થી ટકા ઘટયાઃ** ૪૦

**( શેરમાં ) ગાંજા તથા ભાંગનો વાપરઃ—**

| | ગાંજો | ભાંગ | દુકાન |
|---|---|---|---|
| ૧૯૨૩ | ૧૧૭૯ | ૩૯૭ | ૧૪ |
| ૧૯૨૫ | ૮૦૦ | ૩૧૪ | ૧૪ |
| ૧૯૨૮ | ૫૪૬ | ૨૫૧ | ૧૪ |

∴ ૧૯૨૩ થી ટકા ઘટયા ૫૪ અને ૩૭

આમ પરદેશી દારૂ સિવાય હરેક કેફી પદાર્થનો વાપર મોટા પ્રમાણમાં ઘટયો છે.

**ગુના વિષે આંકડાઃ—**

| | દારૂના કુલ | આબકારી | અતિપાનના |
|---|---|---|---|
| ૧૯૨૧ | ૧૫૨ | ૧૫૧ | ૨ |
| ૧૯૨૪ | ૨૯૦ | ૨૯૦ | ૨૯ |
| ૧૯૨૬ | ૬૧૩ | ૫૮૫ | ૪૧ |
| ૧૯૨૮ | ૩૫૩ | ૩૨૩ | ૨૮ |

૧૯૨૬ પછી આમાં પણ મોટો ઘટાડો જોવા મળે છે.

**સરકારી આવકઃ—**

| | | આગલા વર્ષમાં ફેરફાર |
|---|---|---|
| ૧૯૨૧ | રૂા. ૨૫,૭૪,૫૩૮ | |
| ૧૯૨૩ | રૂા. ૩૩,૩૧,૯૬૦ | + ૭,૫૭,૪૨૨ |
| ૧૯૨૫ | રૂા. ૩૫,૨૨,૧૨૧ | + ૧,૯૦,૧૬૧ |
| ૧૯૨૮ | રૂા. ૨૬,૭૩,૮૫૧ | − ૮,૪૮,૨૭૦ |

વાપરને અનુકૂલ અહીં પણ ઘટાડો છે. છેલ્લાં ત્રણ વર્ષમાં ૮ લાખ પ્રજાએ બચાવ્યા. ઉપરાંત ગૃહઉદ્યોગો દ્વારા જે કમાણી કરી તે જુદી. અને કરરૂપે જતા બચ્યા તે ઉપરાંત દારૂની કિંમત બચી એ ગરીબના ઘરમાં જ રહી.

૪

# આંધળું અનુકરણ

અંગ્રેજોને અંગ્રેજોએ જે આબકારી નીતિ હિંદમાં દાખલ કરી છે તે જોતાં એમ લાગે છે કે તે ઇંગ્લેંડની પદ્ધતિનું આંધળું અનુકરણ છે. દુનિયામાં ઇંગ્લેંડની પ્રજા જેટલી મદ્યપ્રિય બીજી ભાગ્યે જ કોઈ પ્રજા હશે. એને માટે આ સિદ્ધાંત પૂરતો ગણાય કે, દારૂના વેચાણમાં બને એટલાં કાયદાથી વિઘ્ન નાખીને તેને હદ પાર જતું રોકવું. શરૂઆતમાં તો એવાં કાંઈ બંધન પણ નહિ નાંખેલાં. તેને પરિણામે દારૂ પીવાનું ત્યાં એટલું બધું વધી ગયું કે ઠેર ઠેર દારૂની જ દુકાનો જોવામાં આવતી અને દારૂડિયા રસ્તા પર ગબડી પડેલા નજરે આવતા. આ ઉપરાંત રોગ, ગુના વગેરે દારૂનાં પરિણામો પણ આવી ચૂકયાં હતાં; એટલે ૧૭૩૬ માં લગભગ સંપૂર્ણ દારૂ-નિષેધનો કાયદો કર્યો. પરંતુ તેને પ્રજાએ ન નભવા દીધો. એટલે ઇ. સ. ૧૭૪૩ માં એને જતો કરી નવો કાયદો કરવામાં આવ્યો. આ કાયદાનો ખરડો તે વખતના પ્રખ્યાત દારૂ બનાવનાર કેન્ટ પાસે તૈયાર કરાવ્યો હતો! એ કાયદાનો આ મુખ્ય સિદ્ધાંત હતો કે, દારૂની બનાવટ પર કર નાખવો અને છૂટક વેચનારા પર વાર્ષિક અમુક રકમ ઇજારા બદલ લેવી. આ સિદ્ધાંત પર આજ સુધી તે દેશની આબકારી નીતિ ઘડાતી આવી છે.

ઇંગ્લેંડમાં સંપૂર્ણ દારૂનિષેધ અજાણ્યો છે એમ નથી. ૧૭૩૬ માં તે કરવામાં આવ્યો હતો. પરંતુ પ્રજામત આગળ તે ન ચાલી શકયો. આનું કારણ સમજવા જેવું છે. સરકારની પ્રથમ

દૃષ્ટિ તો દારૂ છોડાવવા તરફ જ હતી. મદિરાની મોકાણ પ્રત્યક્ષ થવાથી જ સરકાર જાગી હતી, અને કર તથા ઇજારા વગેરેના નિયમો નાખીને તેને મટાડવા પ્રયત્ન કરેલો; પણ આ પ્રયત્ન કરવામાં બે નવી વસ્તુઓ જાગી, અને એ બે મૂળ દૃષ્ટિની સામે પડનારી હતી. એક તો સરકારે એ જોઈ લીધું કે દારૂના કરથી એક સહેલું અને માલદાર આવકનું સાધન મળી રહે છે. બીજી વસ્તુ એ હતી કે દારૂ ગાળવામાં વેપારનું એક ભારે ક્ષેત્ર જોયું! આથી દારૂનિષેધનો ઉકેલ મુશ્કેલ થઈ ગયો. અને એ તો ઉઘાડું છે કે જેમ જેમ દહાડા જાય, તેમ તેમ તે વધારે મુશ્કેલ જ થાય.

આ ટૂંકમાં ઇંગ્લેંડની પદ્ધતિ છે.

હવે હિંદની નીતિ જોઈએ. અંગ્રેજોએ હિંદમાં આવીને આબકારી નીતિ ઘડવાનું પ્રથમ શરૂ કર્યું ત્યારે હિંદ ઇંગ્લેંડ જેવો દારૂડિયો નહોતો. જેવો ઇંગ્લેંડમાં અતિપાનનો દોષ હતો, તેવો હિંદમાં મુદ્દલ નહોતો. એટલે ઇંગ્લેંડની જેમ, અહીં વિઘ્નો નાખવાનો પ્રશ્ન નહોતો; પરંતુ, જો ગણીએ તો, પ્રશ્ન સદંતર રોકી જ નાખવાનો હતો. પરંતુ અંગ્રેજ લોકને તેની ગમ નહોતી; અને જે પદ્ધતિની ગમ હતી તે ઇંગ્લેંડની જ હતી. ઉપરાંત, અંગ્રેજ લોક વેપારી તરીકે જ અહીં આવ્યા હતા અને રાજ્યસત્તાધારી તરીકે તેઓને આવકની જ ગરજ હતી. તેમના દેશમાં તેઓએ જોયું હતું કે દારૂને સારી રીતે આવકનું સાધન બનાવી શકાય છે. એટલે, તેઓ જાણતા હતા કે દારૂ હિંદની રીતભાત વિરુદ્ધ છે, છતાં તેમણે ઇંગ્લેંડની જ નીતિનું અનુકરણ અહીં કર્યું છે. એમાં ચોખ્ખો લોભ જ હતો એ ઉઘાડું દેખાય છે. જે નીતિ જાહેર કરી છે તેમાં ચોખ્ખું જ કહેવામાં આવ્યું છે કે, વધારેમાં વધારે આવક કરવાનો ઇરાદો રાખવો, અને સુધરેલી સરકારને છાજે એવું દેખાડવા એમ કહેવામાં આવે છે કે સરકાર દારૂનો વાપર ઓછામાં ઓછો કરવા માગે

છે, અને દારૂની ઉપર કાબૂ રાખવા જ દારૂ પર કર વગેરે નાંખે છે. આ ઢોંગ હતો, એ પરિણામ પરથી તરત જ દેખાઇ ગયું.

કોઈ પણ જાતના કાબૂનાં બે લક્ષણ હોવાં જોઈએ, તો જ તે યથાર્થ કાબૂ કહેવાય. એક તો વાપર ન વધવો જોઈએ; બીજું પ્રજાનું ધન દારૂમાં વધારે ન ઊડી જવું જોઈએ. બેઉ રીતે હિંદી સરકારનો કાબૂ નિષ્ફળ નીવડ્યો છે. આંકડાથી એ સિદ્ધ થયેલું આપણે આગલાં પ્રકરણોમાં જોયું: દારૂ તાડી વધારે વધારે વપરાય છે અને પ્રજાના પૈસા દારૂમાં વિશેષ રોકાય છે.

દારૂનિષેધના પ્રશ્નમાં દારૂના વેપારની અડચણ, ઇંગ્લંડની જેમ અહીંઆં પણ છે જ. પ્રથમ તો એમ છે કે, કુલ ૮૦ દારૂનાં કારખાનાં હિંદમાં છે તેમાંનાં ૩૮ ટકા તો સરકારી જ છે. એટલે મોટો દારૂનો વેપારી તો સરકાર પોતે છે. બીજું, છૂટક વેચનારા કલાલોને હરાજીથી દારૂનો ઇજારો વેચાય છે, એટલે સરકારને વધારેમાં વધારે આવક મળે છે અને કલાલોને પ્રજાકીય દારૂનિષેધના શત્રુ કરવામાં આવે છે. ઊલટા તેઓ તો પોતાનો માલ વધુ ને વધુ ખપે એ સારુ જ મથતા હોય છે. ત્રીજું, પરદેશી દારૂની મુખ્ય આયાત ઇંગ્લંડથી થાય છે, તે પણ પોતાનો વેપાર જતો કરવા તૈયાર ન જ હોય. અને રાજ્યસત્તા તેના હાથમાં હોઈ તે ધાર્યું કરાવી પણ શકે છે. એટલે વેપારનો લોભ પણ આ પ્રશ્નમાં સંકળાયેલો છે.

આમ હિંદની આબકારી નીતિનું મૂળ જ દૂષિત છે. દારૂપ્રિય ઇંગ્લંડને માટે યોગ્ય પદ્ધતિ અહીં યોગ્ય ન જ હોઈ શકે. અહીં તો સંપૂર્ણ દારૂનિષેધ જ સુધારો ગણાઈ શકે એવી સ્થિતિ છે. જે નીતિ અખત્યાર કરવામાં આવી છે તેણે દારૂની બદીને રક્ષણ આપીને આ દેશની પ્રજાની ભારે અસેવા કરી છે.



# સરસ્વતી ગ્રન્થમાળાના અભિપ્રાયો

ગૂજરાતમાં આજ સુધીમાં આરંભાયેલી અને અસ્તિત્વ ધરાવતી તમામ ગ્રન્થમાળાઓમાં, સાહિત્યના પ્રકાર અને સસ્તાપણામાં કદાચ સૌને પાછળ મૂકી દેતી આ સરસ્વતી ગ્રન્થમાળાના પ્રથમ પુસ્તક તરીકે મહાદેવ દેસાઇની કલમના પ્રસાદરૂપ 'વીર વલ્લભભાઇ' મળે છે. ઇચ્છીએ કે ગૂજરાત આ નવીન ગ્રન્થમાળાનો પૂરેપૂરો લાભ ઉઠાવશે.

**સૌરાષ્ટ્ર**



ગૂજરાતમાં સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવ્યું. ત્યારપછી નવજીવન પ્રકાશન મંદિર તરફથી તેથી પણ સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવ્યું, અને હવે પ્રસ્થાન કાર્યાલય તરફથી તેથી પણ સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવે છે તે જોઇ કયા સાહિત્યપ્રેમીને આનંદ નહિ થાય?

**નૂતન ગુજરાત**



સરસ્વતી ગ્રન્થમાળાની યોજના છ મહિનાથી અસ્તિત્વમાં આવી છે. તે દરમિયાન તેના તરફથી પ્રગટ થએલાં પુસ્તકો સમાજમાં નવું વિધાન કરવામાં ઉપયોગી થાય એવાં પ્રેરણાત્મક અને બલપ્રદ વિચારો આપનારું સાહિત્ય પૂરું પાડવામાં મદદગાર થયાં છે. આ ગ્રન્થમાળાની ભાષા અને લેખનશૈલી સાદી અને સરળ છતાં શિષ્ટ અને સુંદર હોઇને સર્વ કોઇ આ વિચારો સમજી શકે છે.

**ગુજરાતી**



